# દીનદારી

## કોને કહેવાય ?

**-: સંપાદક :-**

**(મવ.) અ.ર્રહમાન મવ. અલી પટેલ ખાનપુરી સા.**
**ખાદિમ : જામિઅ મસ્જિદ, ખાનપુરદેહ**

**-: પ્રકાશક :-**

**મુફતી અહમદ દેવલ્વી**
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
જિ. ભરૂચ, (ગુજરાત, ઈન્ડિયા) પીન : ૩૯૨૧૫૦

જામિઅહ હુસૈનિયહ, રાંદેરના મુફ્તી

**હઝરત મવલાના મુફ્તી ઈસ્માઈલ વાડીવાલા સાહેબ દા.બ.નો**

# અભિપ્રાય

**નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ્કરીમ- અમ્મા બાદ !**

દીનમા સૌથી જરૂરી ઈન્સાનના પરસ્પરના મઆમલાત સાફ અને ઠીક હોવા ઘણુંજ જરૂરી છે, બલ્કે દીનનો ઘણો અગત્યનો ભાગ છે. આજે લગભગ બધાજ લોકો દીન એટલે નમાઝ, રોઝહ, ઝકાત, હજ્જ નવાફિલ અને તસ્બીહ પઢવાને સમજે છે તથા પરસ્પરના વ્યવહારો, એકબીજાના હકો અદા કરવા પોતાના તરફથી બીજાને કોઈપણ જાતની તકલીફ ન પહોંચે એના તરફ વધુ પ્રમાણે ખ્યાલ હોતો નથી. ઈસ્લામ અને દીનમા એતો જાણે કંઈ જ નથી. તથા ઈબાદતમાં એ શામિલ નથી, એવું આમતોર પર લોકો સમજી બેઠા છે. હાલાંકે હકીકતમા દીનનો એક ચતુર્થાંશ ભાગનો સંબંધ ઈબાદત સાથે છે જયારે ત્રણ ચતુર્થાંશ ભાગનો તઅલ્લુક આપસના મઆમલાત સાથે છે.

ફિકહ હનફીની જગમશહૂર કિતાબ "હિદાયહ" જે બધાજ દારૂલ ઉલૂમોમાં પઢાવવામા આવે છે, જેને પઢયા વગર અધૂરો આલિમ કહેવાય છે અને જે ચાર જિલ્દ (ભાગ)માં છે, તેમાં ઈન્સાની જરૂરિયાત તથા જીવન અને મોત સંબંધી દરેક મસ્અલાઓ આવરી લેવામા આવ્યા છે, પરંતુ પાકી, નમાઝ, રોઝહ, ઝકાત, હજ્જ માત્ર એક ભાગમા છે અને નિકાહ, વેપાર, પરસ્પરના હકો, મીરાસ વગેરે મોટા મોટા ત્રણ ભાગોમાં લખવામા આવ્યા છે. એનાથી અંદાઝો લગાવી શકાય છે કે દીની હુકમોનો સંબંધ એક ચતુર્થાંશ ભાગ છે જયારે ત્રણ ચતુર્થાંશ ભાગનો સંબંધ પરસ્પરના વ્યવહારો (મઆમલાત) સંબંધી છે. મઆમલાતની ખરાબી થી આખી ઝિંદગી બલ્કે આખિરતમાં પણ પરિણામ બુરૂ આવે છે. કોઈની નિંદા કરવી, તોહમત લગાડવી, નાહક માલ લેવો, નાહક તકલીફ પહોંચાડવી, હકો અદા ન કરવા આ બધી બાબતો એવી છે જેને અલ્લાહ પણ માફ ફરમાવશે નહીં, જયાં સુધી કે બંદો માફ ન કરે. હરામ માલ હલાલ માલમા ભળી જવાથી તે

માલ પોતાના અને ઘરવાળાઓ પર ખર્ચ કરવાથી ખાવું–પીવું, રહેણી–કરણી બધું હરામ થઈ જાય છે, જેના બદલામા પોતાના ઘરમાં જ ઝગડા પૈદા થઈ આખું ઘર જહન્નમ બની જાય છે, બલ્કે એની માઠી અસર ખાનદાન તથા સગા–સ્નેહીઓ સુધી પહોંચે છે, જેનું જાહિરી કારણ ભલે ગમે તે હોય પરંતુ હકીકી કારણ હરામ ગિઝા, લોકોને નાહક સતાવવું, હકો છીનવી લેવા, બીજાના હકોનો ખ્યાલ ન રાખવો એવા હોય છે જેના તરફ આપણું ધ્યાન જતું નથી.

આપ (સ.અ.વ.)ના મકાનમા સોનું સદકહનું રહી ગયું તો જયાં સુધી તકસીમ ન કરી આપ્યું ત્યાં સુધી આપને ચેન ન આવ્યું. બીજાનો હક અદા કરવા માટે પોતાનો મુબારક કુરતો પણ ઊંચો કરી ફરમાવ્યું કે તમારો બદલો લઈ લો, જયારે આપણે તો બીજાનું મકાન, ખેતર, રોકડ બધું જ હડપ કરી જઈએ છીએ. બીજા પર ઝુલમને અદબ અને તા'લીમ આપવાનું સમજી ઈતમિનાન કરી લઈએ છીએ. અલ્લાહ પાક એનાથી હમારી હિફાઝત ફરમાવે. આમીન

જનાબ મોલ્વી અબ્દુર્રહમાન મોલાના અલી પટેલ ખાનપુરી સાહબે પોતાની પુસ્તિકામાં આજ બધી હકીકત સમજાવવાની કોશીશ કરી છે. કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં દરેક બાબત સહીહ છે. દરેક ભાઈ – બહેન માટે એનો અભ્યાસ ફાયદાકારક છે. દર્દે દિલથી લખવાના કારણે મઝમૂનમાં તકરાર થવા પામી છે, પરંતુ આમ લોકોની સમજૂતી માટે ઉપયોગી છે.

હમારી દુઆ છે કે ખુદાપાક મોલાનાની ખિદમતને કબૂલ ફરમાવી આમ લોકો માટે કિતાબ લાભકારક બનાવે. આમીન

નાચીઝ
(હઝ.મવ.મુફતી) ઈસ્માઈલ વાડીવાલા (સા.) ગુફિરલહૂ
રાંદેર જિ. સુરત

# પ્રસ્તાવના

## બ-નામે ખુદા

શરૂ તે અલ્લાહના નામથી જેણે આપણને અંધકારમાંથી રોશની તરફ રસ્તો બતાવ્યો. જેણે જન્નત અને દોઝખ બનાવીને બંને તરફ જવાના રસ્તા બતાવ્યા તેમજ માર્ગદર્શન આપ્યું. અને દુરૂદો સલામ તે નબીએ રહમત પર જેમણે દુનિયામાં આવી એવુ જીવન ગુજાર્યુ અને શિક્ષણ આપ્યું જેના ઉપર અમલ કરવાથી આજે ૧૪૦૦ વર્ષ પછી પણ લોકો દુનિયા અને આખિરત આબાદ કરી શકે છે.

હમ્દો સલામ પછી આ નાનકડી કિતાબ " **દીનદારી કોને કહેવાય** " જેને લખવાની શકિત અલ્લાહ પાકે જ આપી બાકી તેની ઈચ્છા વગર કોઈ કંઈજ કરી શકતુ નથી.

આમ દરરોજ ઘણાં દીની પ્રકાશનો પ્રગટ થતાં જ રહે છે. અને આપણે વાંચીએ પણ છીએ. પરંતુ હવે ફકત વાંચનથી પેટ ભરાવાનું નથી. આ નાજુક સમયમાં તેને વગોળવાની જરૂરત છે. અરે વગોળવાથી જ નહી બલ્કે તેને ચાવી ચાવી ને તેના સ્વાદથી જીંદગીની દરેક ઘડીને અમલી બનાવવાની જરૂરત છે.

એજ હેતુસર દિલમાં પ્રેરણાં જાગી જેમકે આ પહેલાંની કિતાબ " **ઈસ્લામી વારસા વહેચણીમાં બહેનોનો હક્ક** " માં વાંચ્યુ. તેમ અમારી મસ્જીદના બોંડ પર દર જુમ્આના જે મઝનુન લખવાનો સિલસીલો હતો તેને કિતાબ રૂપી ભેગો કરીને આપના હાથમાં મુકી રહયો છું દુઆ છે કે અલ્લાહ તઆલા આપણને અમલ માટે સહભાગી બનાવે.

આજે સમાજના મોટાભાગના લોકોએ દીનને અમુક કામોમા જ સમજી લીધો છે.. એક માણસ મસ્જીદનો નમાઝ, રોઝા, તસ્બીહાત, વઝીફા, નવાફિલ તહજ્જુદનો પાબંદ છે. પરંતુ વ્યવહારમાં લોકો તેનાથી પરેશાન છે. પડોશી પરેશાન,ભાઈબહેન પરેશાન, ઝીનાકારી,ચોરી,જુગાર ઘણી બદીઓ તેનામાં છે પરંતુ ફકત નમાઝ, રોઝા, હજ્જના કારણે જ તેને

દીનદાર ગણવામાં આવે છે.

અલ્લાહપાક નું તો ફરમાન છે કે તમો ઈસ્લામમાં પુરેપુરા દાખલ થઈ જાઓ, અને દીન ખરેખર પંચોતેર ટકા આપસના મામલાતના જીવનમાં જ છે. આપણે એક ભાગ પર અમલ કરીએ છીએ અને પોણો ભાગ છોડી દઈએ છીએ. છતાં આપણી ગણત્રી દીનદારોમાં–આ ખોટો ભ્રમ છે.

આ કિતાબમાં ખરેખર એ વિષે છણાવટ કરવામાં આવી છે કે દીનદાર ખરેખર કોને કહેવાય અને આવું અધુરું જીવન જીવવાથી દીનને તથા પોતાને આખિરતમાં કેટલું નુકશાન થશે.

આ કિતાબ તૈયાર કરવા પાછળ જે મોઅતબર કિતાબો તેમજ રીસાલાની મદદ લેવામાં આવી છે તે આ પ્રમાણે છે. તફસીર ઈબ્ને કસીર–ત.મઝહરી–ફતાવા રહીમીય્યહ–હયાતુલ મુસ્લીમીન–હકીમુલ ઉમ્મત–નિદાએશાહી–અલ ફુરકાન–દારૂલઉલૂમ–ખુત્બાતે મૌઈઝત–મઆરિફુલ કુર્આન વગેરે એ સિવાય આ કિતાબ તૈયાર કરવા પાછળ જે સાહેબોએ જે જાતનો સહકાર આપ્યો એ સૌનો આભારી છું જેમના નામો તેમના ઈખ્લાસના કારણે લખ્યા નથી. અલ્લાહ તઆલા તેમની નેક મુરાદોને પુરી ફરમાવી બંને જહાંની ખુશ્નુદી થી માલામાલ ફરમાવે આમીન.

અબ્દુર્રહમાન મવ. અલી પટેલ

ખાદિમ : જુમ્અહ મસ્જિદ, ખાનપુરદેહ









# દીનદારી કોને કહેવાય ?

હમ્દો સલાત પછી એ જાણવું જરૂરી છે કે અલ્લાહપાકે કુર્આન શરીફમાં યહુદીઓની સિફત વર્ણવી છે કે તે લોકો અમુક વાતો પર તો અમલ કરે છે અને અમુક વાતોનો ઈન્કાર કરી દે છે છોડી દે છે.

હાલાકેં અલ્લાહનું સાફ એલાન છે કે ઈસ્લામમાં પુરેપુરા દાખલ થઈ જાઓ. જે લોકો ઈસ્લામના શરીઅતના અમુક હુકમો પર ચાલશે અને અમુક પર નહીં ચાલે તો તે યહુદી સિફત પર ચાલેલો ગણાશે. અને કુર્આની ભાષામાં તેણે શૈતાનની પેરવી કરેલી ગણાશે.

દીનદારી એટલે દરેક હુકમને માનીને યકીન સાથે અમલ કરવો. ફકત માનવાથી દીનદારી ન આવશે. મોમિન એટલે માનવું અને મુસલમાન એટલે ફરમાબરદારી કરવી. જયારે આ બંને વસ્તુ ભેગી થઈ જશે ત્યારે ઈન્શાઅલ્લાહ આપણામાં દીનદારી આવી જશે.

આપણે એ વાત ધ્યાનપૂર્વક દિમાગમાં બેસાડી લેવી જોઈએ કે આજે સમાજમાં મોટાભાગનાં લોકો પોતાની દીનદારી નાં ખોટા ભ્રમમાં જીવન વિતાવી રહયા છે. આ બિચારા ખરી દીનદારી કોને કહેવાય એ વાતથી ઘણાં દુર છે અજાણ છે.

આપણે એક હદીષે નબવી સ.અ.વ. પર ધ્યાન દઈએ જેમાં રસુલુલ્લાહ સ.અ.વ. એ દીનદારીની પાંચ વાતો બયાન ફરમાવી કે જે કોઈ આ પાંચ વાતો પર અમલ કરી લેશે તે ઊંચા પ્રકારનાં દીનદાર–મુત્તકી–પરહેઝગાર બની જશે. પહેલાં તો હુઝુરે અકરમ સ.અ.વ.એ લોકોનું ધ્યાન આકર્ષવા અને સાંભળવા અને અમલ કરવા પર તૈયાર થવા ઉભાર્યા અને કહયું કે આ શબ્દો અને નસીહતોને કબુલ કરવા અને અમલ કરવા પર અથવા ઓછામાં ઓછુ અમલ કરવાવાળા સુધી પહોંચાડવાની જવાબદારી કોણ લે છે ? ત્યારે હઝરત અબુ હુરૈરહ(રદી.) એ આ નસીહતો પર અમલ કરવા અને બીજાઓ સુધી પહોંચાડવા ની જવાબદારી લેવાનું જાહેર કર્યુ તો આપ સ.અ.વ. એ એમનો હાથ પકડીને એક એક નસીહત કરતાં ફરમાવ્યું:

**ઇત્તકિલ મહારિમ તકુન અઅ્‌બદુન્નાસિ**

એટલે કે હરામ કામોથી બચો તમો ઊંચી કોટીનાં દીનદાર–ઈબાદત

ગુજાર–પરહેઝગાર બની જશો.

બુઝુર્ગો અને મારા ભાઈઓ હરામ કામોથી બચવું ઘણું જ જરૂરી છે. દીનદાર બનવા અને બુઝુર્ગ બનવા માટે લોકો સમજે છે કે મસ્જીદ અને ખાનકાહનાં ખુણામાં બેસી રહેવાની જરૂરત છે. ફકત અલ્લાહ અલ્લાહ કરવાથી અને તિલાવત–તસ્બીહથી માણસ બુઝુર્ગ બની જાય છે. અને દીનદાર બની જાય છે. આવું નથી.

ચોક્કસ નમાઝ,રોઝા,નવાફિલ,તિલાવત,તસ્બીહ ઘણાં ફાયદાકારક કામો છે. તેમજ ફર્ઝ છે જે દરજાતનાં બુલંદ થવાનો સબબ છે. આ નેક કામો શકિત આપનારા ટોનિક છે. પરંતુ હરામ કામો કાતિલ ઝહર છે.

માણસે દીનદાર બનવા માટે હરામ કામોથી બચવું જરૂરી છે અને એનું નામ જ તકવો છે. જેનુ વર્ણન કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ કર્યુ છે. તકવો અપનાવી લેવાથી માણસ દીનદાર અલ્લાહવાળો બની જાય છે. જેમ કે ફરમાવ્યું :

**વલ્લાહુ વલીય્યુલ મુત્તકીન - અલ્લઝીન આમનૂ વકાનુ યત્તકૂન** એટલે કે અલ્લાહ તઆલા તેઓના દોસ્ત છે જે ઈમાન લાવી તકવાની જીંદગી ગુજારે છે.

રસુલુલ્લાહ(સ.અ.વ.) ની સામે બે માણસોની વાત થઈ. એક તો તે જેમા ગુનાહોથી બચવાની સિફત હતી અને બીજો ઝિક્ર કરનારો ઈબાદત ગુજાર હતો તો આપ સ.અ.વ. એ બંનેવની સરખામણી કરતાં ફરમાવ્યું કે તકવો એટલે કે હરામ કામોથી બચનારાનાં બરાબર કોઈ જ નેકી નથી.

ભાઈઓ જાણવું જોઈએ કે ઝિકરો,નફિલો,મુસ્તહબો એ તો આખિરતમા તરકકીનો જરીયો છે. પરંતુ બુનિયાદી કામ હરામ કામોથી બચવું અને ગુનાહોથી બચવું છે આની ફિકર બધાથી વધારે હોવી જોઈએ. આપણે બરાબર જાણીએ છીએ કે ખરાબ કામો હરામ છે. લાંચ લેવી–દેવી હરામ છે, વ્યાજ ખાવું હરામ છે, તોહમત લગાવવી હરામ છે, ગીબત કરવી, જુઠુ બોલવું હરામ છે. જુઠી સાક્ષી આપવી હરામ છે. નમાઝ,રોઝા અને બીજા ફરઝો છોડવા ગુનોહ છે. આ બધાથી આપણે બચી જઈએ તો જ ખરા અર્થમાં દીનદાર ગણાશું.

દીનદાર અને પરહેઝગાર બનવાની બીજી નસીહત આપ સ.અ.વ.

એ બતાવી કે :

**વરદે બિમ કસ્સમલ્લાહુ લક તકુન અગનન્નાસિ.**

"અલ્લાહે જે તમારા નસીબમાં લખી દીધુ એનાં ઉપર દીલથી રાજી થઈ જાવો તમો ઉચા પ્રકારનાં માલદાર બની જશો."

ભાઈઓ અલ્લાહે દરેક માણસનાં મુકદરનોં ફેસલો તેનાં પેદા થવા પહેલાંજ નક્કી કરી દીધો છે.

માણસને હલાલ રોજી હાસિલ કરવા માટે કોશીષ કરવાનો મુકલ્લફ બનાવ્યો છે, જેનો હુકમ પ્યારા રસુલ સ.અ.વ. એ આપ્યો કે હલાલ રોજી કમાવવી નમાઝ,રોઝા જેવા ફરઝો પછીનો એક ફરઝ છે. આ કોશિષ અને ફિકર કરવા છતાં પણ નતીજો અને પરીણામ પર ન પહોંચે તો તે પ્રત્યે અલ્લાહથી ફરીયાદ ન કરવી જોઈએ માણસે પોતાની તબીઅત આ બીજી નસીહત પ્રમાણે બનાવી લે તો એનાં બારામાં રસુલ સ.અ.વ. એ ફરમાવ્યું કે ઉચ્ચ કોટિનો માલદાર બની જશે અને સહીહ રીતે દીનદારોમાં ગણત્રી પામશે. કારણ કે હકીકતમા માલદારી પૈસાથી નથી બલ્કે દિલની માલદારી છે એટલે જેમા લાલચ ન હોય તે માલદાર છે.

ત્રીજી નસીહત જે દીનદારી માટે ઘણી જ મહત્વની છે જેમાં મરદ તો મરદ ઓરતો જે હજીયાણી નેક પારસા ગણાય છે. નેક કામો જેમકે તાલીમો તબ્લીગનાં કામમાં જોડાય છે. તેમણે દિમાગમાં હંમેશાનાં માટે બેસાડી લેવી જોઈએ અને આ નસીહત પોતાની ગણાતી દીનદારી સામે મુકવી જોઈએ. ફરમાવ્યુ:

**અહસિન ઇલા જારિક તકુન મુસ્લિમા**

પોતાના પાડોશી સાથે સારો વર્તાવ કરો ખરા અર્થમાં મુસલમાન બની જશો.

ભાઈઓ ઈસ્લામની નિશાની અને ઈમાન મુકમ્મલ થવાની શરત એ લગાવી કે પડોશી સાથે સારો સબંધ રાખવો. પડોશી સાથેનો વર્તાવ સારો ન હોવો એમનો હક ન જાળવવો ઈસ્લામ વિરૂધ્ધની વસ્તુ કહેવામાં આવી.

એક મોકા પર પ્યારા રસુલ સ.અ.વ. એ અતિ ગુસ્સાની ઢબે ફરમાવ્યું કે ખુદાની કસમ તે મોમીન નથી–ખુદાની કસમ તે મોમીન નથી–ખુદાની કસમ તે મોમીન નથી. ત્રણ વખતે આવું બોલવા પછી એક

સહાબી રદી. એ પુછયું કે એ અલ્લાહનાં રસુલ સ.અ.વ. આ કોણ માણસ છે જેનાં બારામાં આવું ફરમાવી રહયા છો. આપ સ.અ.વ. એ ફરમાવ્યું તે માણસ છે જેનાં પડોશી તેની તકલીફ અને ફિત્નાઓથી બચેલા ન રહે.

અહિયાં એ પણ યાદ રહે કે પડોશીનોં હક એકલો એ નથી કે એને તકલીફ ન દેવામાં આવે બલ્કે આ પણ હક છે કે પડોશીની તકલીફ પર સબર કરો.

ઈસ્લામે પડોશીને શું દરજો આપ્યો છે તે આનાં ઉપર થી સમજો કે રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે હઝરત જીબ્રઈલ અલ. મનેં પડોશીનાં હકના બારામાં વારંવાર અલ્લાહ તરફથી એટલી તાકીદ કરતા રહયા કે હું સમજવા લાગ્યો કે બસ અલ્લાહ તરફથી આ હુકમ આવવા વાળો છે કે તમારો પડોશી તમારી માલદોલતમાં તમારો વારિસ ઠરશે.

હવે આપણાં સબંધો આપણાં પડોશીનાં સાથે કેવા છે તે જોઈ લ્યો પોતાની જાતને સંબોધો કે હું દીનદાર કેહવાડવાના લાયક છું કે નહી. એક બીજાના પડોશમા રહેવાથી તકલીફ પહોંચે છે માટે હદિયો, તોહફો આપવા આપ સલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું .

ચોથી નસીહત દીનદાર બનવા માટેની એક અજીબ વાત પ્યારા રસુલ સ.અ.વ. એ ફરમાવી જેનો આજે દુનિયાવાળા ખ્યાલ પણ નથી કરી શકતા આપ સ.અ.વ. એ ઈરશાદ ફરમાવ્યોઃ

**વઅહિબ્બ લિન્નાસ માતુહિબ્બુ લિનફસિક તકુન મુઅ્મિના**

જે પોતાના માટે પસંદ કરો છો લોકો માટે પણ તે જ પસંદ કરો. તમો ઘણા મોટા દીનદાર ઈમાનદાર બની જશો.

એનો મતલબ એ કે મુસીબત વખતે તમો તમારા માટે જે પસંદ કરો છો, બીજાની મુસીબતમા પણ એ જ પસંદ કરો.

જો આનાં ઉપર ધ્યાનથી વિચારવામાં આવે તો દરેક માણસ પોતાની જાતે જ પોતાનાં દિલમાં જોઈ લે કે હું આ નસીહત પર છું કે નહિં અને એ ઉપરથી આપણે કેટલા દીનદાર છે તે જાણી શકશો.

પાંચમી નસીહતમાં ઈરશાદ ફરમાવ્યો કે :

**વલા તુકસિરિઝઝહક ફઈન્ન કસરતઝઝહકિ તુમીતુલ કલ્બ**

વધારે હસ્યા ન કરો એટલા માટે કે વધારે હસવાથી દિલ મરી જાય

છે.

દુનિયાવાળા તો કહે છે કે હંસવા હસાવનારનું દિલ જીવતુ રહે છે અને પ્યારા રસુલ સ.અ.વ. નું ફરમાન છે કે દિલ મરી જાય છે.

દિલનું મરી જવું અને જીવતા થવાનો મતલબ આ છે કે દિલ અલ્લાહની વાતો પર ધ્યાન આપે અને કબુલ કરે તો દિલ જીવંત છે. અને જો અલ્લાહ અને અલ્લાહનાં રસુલની વાતો પર ધ્યાન ન આપે અને આઝાદ(નિર્ભય) થઈ જાય તો દિલ મરેલું છે અને મરી જવાનું કારણ હંસવુ–હંસાવવુ છે.

આ પાંચ વાતો લોકોએ દીનદાર બનવા માટે ઘણી જ જરૂરી છે અને કીમતી છે. આપ સ.અ.વ. એ ઘણા જ એહતેમામથી બયાન ફરમાવી કે માણસ એનાં ઉપર અમલ કરી લે તો આખિરતમાં જન્નત તો મળશે જ ઈન્શાઅલ્લાહ પરંતુ દુનિયા પણ એનાં માટે જન્નત બની જશે.

દીનદાર બનવા માટે ગુનાહોથી તૌબા અને ખાસ કરીને બીજાના હક્કો અદા કરવાથી માણસ દીનદાર બને છે. ભલે ને નફિલ ઈબાદતો ઓછી હોય.

હઝરત ઈબ્રાહીમ બિન અદહમ (રહ.)એ ફરમાવ્યું છે કે જયારે તમો પાંચ વાતો પર ધ્યાન રાખશો તો ગુનાહથી બચવું ઘણું જ આસાન થઈ જાય છે. જયારે ગુનાહો બંધ થઈ જશે ત્યારે માણસ ખરા અર્થમાં દિનદાર બની જશે.

પહેલી વાત તો એ કે જો અલ્લાહની નાફરમાની કરવાનો ઈરાદો હોય તો અલ્લાહની પેદા કરેલી રોજી ન ખાવો કારણ કે આ વાત યોગ્ય નથી કે જેની આપેલી રોજી ખાઈએ તેનીજ નાફરમાની કરીએ.

બીજી વાત એ છે કે જયારે અલ્લાહની નાફરમાની કરવાનો ઈરાદો થાય ત્યારે એની પેદા કરેલી જમીનમાં ન રહો. કારણકે આ વાત પણ સારી નથી લાગતી કે તેની બનાવેલી જમીન છે તેમાં રહીને તેનુંજ કહેવું માનવામાં ન આવે.

ત્રીજી વાત હઝરત ઈબ્રાહીમ (રહ.)એ ફરમાવી જયારે તમો અલ્લાહની રોજી ખાવા મજબુર છો,તેની જમીન પર રહેવા મજબુર છો તો એવું કરો ગુનાહ ગમે તે પ્રકારનો હોય એવી જગ્યાએ જઈને કરો જયાં

તમોને કોઈ જોઈ ન શકે અને આ પણ શકય નથી. સારુ નથી લાગતું કે તમે એની પેદા કરેલી રોજી ખાઓ, એની બનાવેલી જમીનમાં રહો પછી એને બતાવીને ગુનાહ કરો ? આવું બીલકુલ ચાલી શકતુ નથી.

ચોથી વાત ગુનાહથી બચવા માટેની અને દીનદાર બનવાની ફરમાવી કે જયારે તમારી પાસે મલકુલમૌત રૂહ લેવા આવે ત્યારે એનાથી કહેજો કે મને થોડોક સમય આપ જેથી હું તૌબા કરી લઉ અને થોડીક નેકીઓ કરી લઉ એને જરા પણ મોહલત મળવાની નથી જયારે આટલું નથી થઈ શકતું કે મૌતને થોડીવાર માટે પાછું ખસેડીને તૌબા કરી લે તો પછી બનાવટી દીનદારી પર છુટકારાની ઉમ્મીદ આશા લગાવીને કેમ બેસી રહયા છો. ?

પાંચમી વાત એ ફરમાવી કે ગુનાહોથી ન બચવાનાં કારણે કયામતનાં દિવસે જયારે ફરિશ્તા તમોને દોઝખમાં નાંખવા લઈ જાય તો તમો એમનાં સાથે ન જશો અને આ પણ શકય નથી. તો પછી નજાત ની આશા રાખી કેમ બેઠા છો. આ પાંચ વાતો પર આપણે ધ્યાન આપીશું તો ગુનાહો છુટવાનું–છોડવાનું આસાન થઈ જશે. જયારે ગુનાહો છુટી જશે ત્યારે ખરા અર્થમાં દીનદારી મળશે જેનાં કારણે જન્નતનો રસ્તો મોકળો થઈ જશે.

ફુઝૈલ બિન અયાઝ (રહ.)એ ફરમાવ્યું કે માણસ પોતાનાં જાહેરી અમલને ઘણા સમજીને અગત્યના ગુનાહો ભુલી જાય છે. અને પોતાની જાતને કંઈ સમજે ત્યારે ઈબ્લીસ કહે છે હું કામીયાબ થઈ ગયો મારે આ વગર બીજું કંઈ ન જોઈએ.

કુર્આન શરીફથી માલુમ પડે છે કે મુસલમાન થવા માટે (દીનદાર બનવા માટે) બે વસ્તુ જરૂરી છે. એક ઈસ્લામ અને બીજું ઈમાન જેમ કે સુરએ હુજુરાતમાં એક મૌકા પર અમુક ગામડિયાઓના અનુસંધાનમાં ફરમાવ્યું કે તેમણે કહયુ કે અમો ઈમાન લાવ્યા, અલ્લાહપાકે ફરમાવ્યું કે એ રસુલ સ.અ.વ. એમને કહી દો તમોને હજુ ઈમાનની હકીકત પ્રાપ્ત નથી થઈ એટલે આવું કહો કે અમે ઈસ્લામ લઈ આવ્યા એટલે કે ઈમાનની જે હકીકત છે તે હજુ તમારા દિલોમાં નથી ઉતરી, માત્ર જાહેરી તાબેદારી કરી.

એમની હાલત એ હતી કે એમણે ઈસ્લામનો સ્વીકાર કર્યો છે. નમાઝ,રોઝા જેવા અમલો કરવા લાગ્યા હતા તો ફરમાવ્યું કે આ હજુ

ઈસ્લામનો મકામ છે. ઈમાનનુ સ્થાન તો હજુ એનાથી આગળ છે.

કુર્આન શરીફમાં સુરએ બકરહમાં અલ્લાહપાકે ઈરશાદ ફરમાવે છે કે હે ઈમાનવાળાઓ ઈસ્લામમાં પુરેપુરા દાખલ થઈ જાઓ.

આજે સમગ્ર સમાજ અજ્ઞાનતામાં સપડાયેલો છે નફિલો તસ્બીહો વગેરે અલ્લાહની યાદ કોઈ કરે છે તો ઘણીજ સારી વાત છે અને દરજાત ઉંચા કરનારી છે.

પરંતુ આજે સમાજની ખરાબી અહિયા સુધી પહોંચી ગઈ કે એક માણસ જે મસ્જીદનો ઘણો પાબંદ છે ફરજો સિવાય નફિલો, તિલાવત–તસ્બીહનો ઘણો પાબંદ  છે. સમાજનાં લોકો આવા માણસને જ દીનદાર ગણે છે. ભલેને તેની મસ્જીદ બહારની જીંદગી ગમે તેવી હોય.

ભાઈઓ યાદ રાખો ખરેખર ટીકાને પાત્ર આવોજ માણસ છે જે મસ્જીદમાં તો આવે છે તો જાણે વલી સીફત છે પરંતુ એ વિલાયતને લઈને બહાર નીકળતો નથી. મસ્જીદમાં તો ઈસ્લામી પહેરવેશ પહેરીને આવે છે પરંતુ બહાર નીકળીને દરવાજે જ એ લિબાસ મુકી જાય છે.

ઈસ્લામમાં પુરેપુરા દાખલ થઈ જાઓ એનું નામ ઈસ્લામ છે. આજે એક દીનદાર નમાઝીથી એનો પડોશી સલામતીમાં નથી જેમ કે પડોશીનાં હક વિશે ઉપર જાણ્યું.

એક દીનદાર નમાઝીની ઝુબાન–હાથથી બીજા લોકો પરેશાન છે. દીનદાર નમાઝી પોતાની સગી બહેનને તેનો વારસાગત હક નથી આપતો. મસ્જીદ બહાર તેનો વ્યવહાર અને વર્તણૂક સારી નથી. દીનદાર નમાઝીથી સગાસબંધીઓ ખાસ કરીને માં–બાપ પણ પરેશાન છે. એનાંથી રાજી નથી. મસ્જીદ બહાર તેની આદત જુઠ,ગીબત,ચુગલી ચોરીની છે. જુગારની છે.

મસ્જીદમાં તો વલી પરંતુ બહારની જીંદગીમાં ગીરો જમીનો લઈને હરામની આવક ખાઈ રહયો છે. વ્યાજુ ધંધો કરે છે. આવા બીજા ઘણા ગુનાહોમાં એક દીનદાર ગણાતો માણસ સપડાયેલો છે. તે છતાં પણ ફકત મસ્જીદનો પાબંદ તેમજ નફિલ તસ્બીહાતનાં લીધે આવા માણસોને દીનદાર કહેવું કેટલુ યોગ્ય ગણાશે?

ભાઈઓ યાદ રાખો બહારનાં જીવનનાં વ્યવહાર અને સામાજિક

જીવન શરીઅત પ્રમાણે હોય ભલેને પછી નફિલો વગેરે ન હોય તે માણસ ખરો દીનદાર છે.

હદીષ શરીફમાં આવે છે કે તમો કામિલ મુસલમાન નથી બની શકતા જયાં સુધી તમારા હાથ–ઝુબાનથી મુસલમાન મહફુઝ ન રહે.

સુરએ બકરહ રૂકુઅ ૧૦ (દસ)માં અલ્લાહપાક યહુદીઓની સિફત (કૂટેવો) બયાન ફરમાવે છે કે શું તમો અલ્લાહની કિતાબનાં અમુક હુકમો માનો છો અને અમુકનો ઈન્કાર કરો છો ?

આવા પ્રકારની બીજી ઘણી વાતો છે જેમાં ઉંડાઈથી વિચારવાનું છે કે શું યહુદીઓની સિફત આપણાં અંદરમાં તો નથી આવી ગઈને ? કહેવાતો દીનદાર નમાજી માણસ મસ્જીદમાં કેવો રહે છે અને બહાર કેવો રહે છે. જો આવું છે તો સમજો કે આપણા અંદર યહુદીઓની સીફત આવી ગઈ. તો યાદ રાખો આવા અલ્લાહ પાકના ગઝબ પામેલાઓની સઝામાં અલ્લાહ પાક આગળ ફરમાવે છે કે દુનિયામાં અપમાનિત કરશે અને કયામતમાં સખ્ત અઝાબમાં ધકેલી દેશે. અલ્લાહ તઆલા તમારા કર્મો(કાર્યો) બરાબર જાણે છે.

આજે કહેવાતા સારા માણસો દીનદારોમાં જ એટલો હસદ કીનો ભરેલો છે કે બીજાને હલ્કો દેખાડવાની ફિકરમાં રહે છે અથવા આગળ ન વધી જાય એની ફિકરમાં રહે છે.

એક નમાઝી ખેતરે જાય છે પણ ત્યાં નમાઝની હકીકત સાથે ન લઈ જવાના કારણે બીજાની જમીનથી ફાયદો ઉઠાવી લે છે. વેપારી નમાઝી જુઠું બોલીને અથવા ધોકો આપીને દગો કરે છે. નોકરીયાત નમાઝી પોતાનો ફરજ અદા કરવામાં ઘણી સુસ્તી બતાવે છે. વખતની ચોરી કરે છે.

આજે સમાજમાં ગણાતા દીનદારોની આ હાલત જોવા મળે છે. ગામમાં અથવા ખેતરમાં પોતાની પડોશીની જમીન દબાવી લે છે. તાકાતવાળો દીનદાર તાકાતનાં બળ અને પૈસાવાળો દીનદાર પૈસાનાં બળ બીજા પર જુલ્મ કરે છે. આગળ વધુ જુલ્મ તો એ છે કે આવા મોટા–મોટા કબીરા ગુનાહો કરવા છતાં ફકત મસ્જીદ કે નફિલ ઈબાદતોનાં કારણે સમાજ એને દીનદાર સમજે છે. આજે મુસ્લિમ સમાજમાં દીનદારોને ઠેસ પહોંચાડનારી વસ્તું ગાળો ભાંડવી છે. નાના–મોટા મરદ–ઓરતો બેફામ

ખુલ્લી મોટી મોટી ગાળો બોલે છે. આ બધુ છતાં દીનદાર. હદીષમાં તો આવે છે કે મુસલમાનને ગાળ આપવી ગુનાહનું કામ છે. ભાઈઓ યાદ કરી લ્યો દીનદારો કયામતમાં જયારે તેમનું આમાલનામું જોશે ત્યારે તેમાં પોતાની કોઈ નેકી ન જણાશે ત્યારે પુછશે કે આમાં મારી ફલાણી નેકી તો છે નહી ત્યારે તે દીનદારને કહેવામાં આવશે તારી ગીબત–ગાળો એ બધી નેકીઓ ખાઈ ગઈ.

જેથી ભાઈઓ કામીયાબી મેળવવી હોય તો મસ્જીદની દીનદારી સાથે બહારની દીંનદારી પણ અપનાવવી પડશે. કારણ ચોખ્ખુ છે કે દીનદારીનાં ધોકામાં રહેવાથી બહારનાં જીવનમાં શરીઅત પ્રમાણે ન રહેવાથી કિયામતમાં નેકીઓ બીજાનાં ખાતે ચઢાવી દેવામાં આવશે. જેથી ખરી દીનદારી અપનાવો.

આજે વખત એવો છે કે કહી દેવું બીજાએ સાંભળી લેવું તેમજ વાંચીને પ્રત્યાઘાત આપી દેવો ઘણુંજ સહેલુ છે. પરંતુ જયારે કહેનાર અથવા લખનારનાં ઘરે કોઈ પ્રસંગ આવે છે અથવા બીજું કઈક પણ આવે છે ત્યારે દીનદારી જોવા મળતી નથી. અને તેજ બેદીની કોઈની આડ અથવા બહાના હેઠળ કરવામાં આવે છે. દીનદારી ને સાઈડ ઉપર મુકી દેવામાં આવે છે.

હાલાંકે એજ લેખો લખનાર કે તકરીરો કરનાર કોમની ઈસ્લાહ માટે ઈસ્લાહે મુઆશરાનાં નામે લોકોને માર્ગદર્શન પુરુ પાડતા હતા. એવા ઘણાં દાખલા જોવા મળશે. શાદીનાં પ્રસંગે કોમનાં રેહેનુમાજ(આગેવાનોજ) રીવાજો માં ડુબી જાય છે. તો પછી આની અસર શું પડશે ?

એ વાત અલગ છે કે તમો ભલાઈનો હુકમ કરો અને બુરાઈને રોકો ભલે તમારો એનાં ઉપર અમલ ન હોય કારણ એજ કે કહેતાં કહેતાં શરમમાં તમારે એ કામ કરવું પડશે. પરંતુ દીનદારી ભાઈઓ દરેક હાલતમાં જરૂરી છે. આપણે પહેલાં અમલ કરીશું તો બીજાને કહેવાની હિંમત થશે અને સામાવાળા પર અસર થશે.

આજે રીવાજ પુરો કરવા માટે જો કોઈની પાસે પૈસા નહી હશે તો પણ ગમે ત્યાથી બંદોબસ્ત કરી લાવશે. પરંતુ તેનાં ઉપર અથવા મર્હુમ બાપ ઉપર કરજ હશે તો તેની ફિકર કરશે નહિ.

દીનદારી માટે નિયમ છે કે બાપનાં મરી ગયા પછી એનાં છોડેલા

માલમાં કરજ ચુકતે કરી દેવામાં આવે ભલેને તેની બધી મિલ્કત પુરી થઈ જાય અને જયાં સુધી બાપનું કરજ ચુકતે નહીં કરવામાં આવે ત્યાં સુધી મરનારની રૂહને જન્નત નાં દાખલાથી અટકાવી દેવામાં આવશે.

આજે ઘણી ઔલાદ જેની ગણતરી દીનદારોમાં થાય છે. પરંતુ બાપનાં માલમાં શરીઅતનો હુકમ ખુણામાં મુકી દીધો છે. હાલાંકે કરજ આપતાં સુધી ન તો મીરાસનાં હુકમ લાગુ પડશે ન તો વસીય્યત લાગુ પડશે.

રસુલુલ્લાહ (સ.અ.વ.) તો આવા માણસની જનાઝાની નમાઝ પણ ન પઢાવતા હતા. જેનાં ઉપર કરજનો બોજ હોય અને ફરમાવતા કે તમો પોતે એની નમાઝ પઢી લ્યો.

આ એટલા માટે કે લોકો ખોટો ખર્ચ એટલે જરૂરત વગર કરજ ન લે આ વસ્તુ તો દીનદારીને નુકશાન પહોંચાડનારી તેમજ ખોટું કરજ અપમાનિત કરનારું જ છે. આજે દીનદારો અલ્લાહની કિતાબ કુર્આન શરીફની તિલાવત ખુબ કરે છે પરંતુ તે આયતોથી ઘણાં દુર છે. એક દીનદાર બીજાને અલ્લાહની યાદ અપાવે છે. પરંતુ પોતે અલ્લાહને ભુલી બેઠો છે. એક દીનદાર બીજાને અલ્લાહ તરફ આવવાની દાવત આપે છે. પરંતુ તે પોતે તેનાંથી દુર ભાગે છે.

દીનદારોમાં આ વાત પ્રચલિત થઈ ગઈ છે કે ઈસ્લામનાં પાંચ અરકાનોમાં જ આખિરતની ભલાઈ કામિયાબી છે એ અદા કરી લેવાથી જન્નત પ્રાપ્ત થઈ જશે. આનાં કારણે જ આપણે લોકસેવા તેમજ બંદાનાં હક્કો પ્રત્યે ઝાઝું ધ્યાન આપતા નથી. સામાજીક વ્યવહારમાં વખતો–વખત દીનદારો માટે પ્રસંગો સામે આવે છે તેવા સમયે પણ મસ્જીદની દીનદારી સામે રાખવી જોઈએ.

અલ્લાહપાક પણ આ નસીહત આપે છે કે

☆ યતીમોનાં મુઆમલામાં ઈન્સાફથી કામ લો.

☆ માપ–તોલમાં પણ પુરેપુરા ઈન્સાફથી કામ લ્યો.

☆ મુસલમાન ખાતર ઈન્સાફથી ગવાહી આપવા તૈયાર રહો.

☆ દસ્તાવેજ લખનારા પણ ઈન્સાફથી કામ લે.

આમ, ઘણાં પ્રસંગો બહારનાં જીવનમાં આવે ત્યારે દીનદારી સામે

રાખીનેજ આગળ કદમ મુકવો જોઈએ.

જુઓ પોતાની ઈબાદતો,નમાઝો,રોઝા,ઝિક્ર વગેરેની મશ્ગુલિયત આપણને ધોકામાં ન મુકી દે.

બહારની જીંદગી માં વ્યવહાર વિશે ઘણી ચોકસાઈથી કામ લેવું પડશે. બીજાઓ સાથે જે ખરાબ વર્તન થયું હશે. ભલે તે ગમે તે પ્રકારથી હોય તે તેની માફી સિવાય કદાપી માફ નહિ થાય.

હઝરત અબુ હુરયરહ (રદી.) હુઝુરે અકદસ (સ.અ.વ.) થી રિવાયત કરે છે કે આપ (સ.અ.વ.) એ એક વખતે સહાબાથી ફરમાવ્યું કે શું તમો જાણો છો કે કંગાલ(મુફલિસ) કોણ છે ? સહાબાઓએ અરજ કરી કે અમો મુફલિસ તેને સમજીએ છીએ કે જેની પાસે રૂપિયા કે પૈસા ન હોય. આ સાંભળી હુઝુર (સ.અ.વ.) એ સમજાવ્યું કે મારી ઉમ્મતમાં સાચો મુફલિસ(કંગાલ) તે છે જે કિયામતનાં દિવસે નમાઝ,રોઝા,ઝકાત લઈને આવશે. (મસ્જીદનાં જ અમલો વધુ પડતા હશે) એટલે કે રોઝા પણ રાખ્યા હશે નમાઝો પણ પઢી હશે, ઝકાત પણ અદા કરી હશે. આ બધુ હોવા છતાં જયારે કિયામતનાં મેદાનમાં આવશે તો (બહારનાં જીવન)માં કોઈને ગાળ આપી હશે, કોઈનાં ઉપર તોહમત મુકી હશે, કોઈનો માલ નાહક ખાધો હશે, કોઈનું નાહક ખુન કર્યુ હશે તો કિયામતમાં ફેંસલો જે થશે તે તેની રહેણી–કરણી પ્રમાણે થશે. નેકીઓ હક્કદારોનાં હક્ક પ્રમાણમાં વહેંચી દેવામાં આવશે. જયારે નેકીઓ પુરી થઈ જશે તો હક્કદારોનાં ગુનાહો તેનાં માથે ચડાવી દેવામાં આવશે. અને અંતે તેને દોઝખમાં નાંખવામાં આવશે.

જોયું આ હાલત છે બનાવટી દીનદારીની ફકત નમાઝ,રોઝા કામ નહીં લાગે સાથે–સાથે ઘરેલું તેમજ સમાજ સોસાયટીનું જીવન શરીઅત પ્રમાણે રાખવું પડશે. જો આવું નહીં કરીએ તો આપણી મસ્જીદની મહેનત બીજાનાં ખાતે ચઢાવી દેવામાં આવશે. આજે દીનદારી જાણે ફકત નમાઝ પુરતી અને દાઢીમાંજ રહી ગઈ છે.

હઝરત સુફિયાન સૌરી (રહ.) ફરમાવતા હતા કે તમો સીત્તેર(૭૦) નાફરમાનીઓ અલ્લાહની કરો તેનાં મુકાબલામાં એક નાફરમાની બંદાને તકલીફ આપનારી કરો તો આ ગુનાહ ઘણો મોટો છે.

મીરાસ,વારસાઈનાં મામલામાં તો દીનદારીનાં દાવો કરનારા

પીર–ફકીર,આલીમ–ઝાહિલ ઘણાં આ મુસીબતમાં સપડાયેલા છે. ભાઈઓ આ અતિ મહત્વની વાત છે દીનદારી કોને કહેવાય અને દીનદાર કોને કહેવાય તે જાણો–ઓળખો. આ બધું થવાનું કારણ નફસની તમન્નાઓ પુરી કરવું છે.

હઝરત અબુ મુહંમદ (રહ.) ફરમાવતા કે જીહાદ દસ છે. એમાંથી એક તો દુશ્મન સાથેનો જીહાદ છે. બાકીનાં નવ(૯) જીહાદ પોતાનાં નફસ સાથેનાં છે.

આજ કારણે નબી (સ.અ.વ.)એ દુશ્મન સાથેનાં જીહાદને જીહાદે અસગર એટલે કે નાનો જિહાદ અને નફસ સાથેનાં જીહાદને જીહાદે અકબર એટલે કે મોટો જિહાદ તરીકે ગણાવ્યો છે. આપણી જીંદગીનો વધુ ભાગ પસાર થઈ ગયો ન દુનિયાનાં રહયા ન આખિરતનાં રહયા. વીતેલાં વર્ષોનો હિસાબ આપવાની ઘડીઓ નજીક આવી રહી છે. ત્યારે આપણું જીવન ખરી દીનદારી પર મુકી દઈએ. કારણ કે પુછવામાં આવશે જેમ કે સુરએ ફાતિરમાં છે કે :

" શું અમોએ તમોને એટલી ઉંમર આપી ન હતી ? જેમાં તમો નસીહત હાંસીલ કરી લેતા. જો તમો નસીહત ગ્રહણ કરવા માંગતા હોત અને તમોને ડરાવનાર,ચેતવનાર પણ આવી ગયા હતા. "

આ ચેતવનાર કોણ ? લાંબી ઉંમર મળી હોય અથવા સફેદ વાળ લાંબી ઉંમરની ચાડી ખાય છે. તે કહે છે કે હવે ચેતી જાવ જીંદગી પુરી થઈ રહી છે અને મોત તો જવાની માં પણ આવી શકે છે. આ બધું ઈબ્રત છે જેથી જીવન શરીઅત અનુસાર પુરેપુરું અપનાવીએ.

માણસ પોતાની ઈબાદતમાં નમાઝ,રોઝા,હજ્જ,ઝકાતને બજાવી લાવે પરંતુ બીજા ઈસ્લામનાં હુકમો ન બજાવે બીવીનાં હક્કો અદા ન કરે,બહેનોને વારસાઈ હક્ક ન આપે,માં–બાપ સાથે યોગ્ય વર્તાવ ન કરે,બાળકોની તરબીયતની કાળજી ન લે,પડોશીઓ સાથે શરીઅત પ્રમાણે ન વર્તે આવો માણસ ભલેને પોતાને દીનદાર સમજે,ઈબાદત ગુજાર માને,પરહેજગાર માને, મુબલ્લિગ માને પરંતુ હકીકતમાં તે સાચો દીનદાર નથી,સાચો ઈબાદત ગુજાર નથી, મુબલ્લિગ નથી કે સાચો પરહેજગાર નથી.

આતો એક આંધળા માણસની વાર્તા જેવું થયું કે આંધળો માણસ હાથીને પકડે છે તેનો હાથ હાથીનાં જે ભાગ ઉપર પડયો તે મુજબ તેણે હાથીનું ચિત્ર આંકયુ અને આપણે આંધળાની વાત સાંભળીને તેની મજાક ઉડાવીએ છીએ.

આ ઉપરથી સાચી વાત કહીએ તો જેના હાથમાં ઈસ્લામની જે બાબત આવી તેનેજ તેઓ ઈસ્લામ સમજી બેઠા છે. અને બીજી બાબતોને વધુ મહત્વ આપતા નથી. દરેકે કેટલીક ખાસ વસ્તુઓ પુરતો જ ઈસ્લામને મર્યાદિત બનાવી દીધો.

ખરા અર્થમાં દીનદાર બનીશું તો બિનમુસ્લીમોને ઈસ્લામની દાવત માટે અસરકારક સાબિત શું. ઈસ્લામ દુશ્મન તાકતો માટે પણ એક નસીહત સાબિત થશે જે રાત–દિવસ ઈસ્લામ માટે ઝેહરીલો પ્રચાર કરે છે.

આજે આપણે ગેરમુસ્લિમોથી શરીઅતનાં રક્ષણની વાતો કરીએ છીએ તેમનાથી શરીઅતનું માન જાળવવા કહીએ પરંતુ આપણે મુસલમાન થઈને પોતેજ આપણી શરીઅતની કેટલી મર્યાદા જાળવીએ છીએ તે વિચારવા જેવી વાત છે.

દીનદારીની વાત કરીએ તો કુર્આન શરીફ અને હદીષ શરીફમાં આવ્યું કે નમાઝ પઢો તો આપણે નમાઝ પઢીએ છીએ. હજ્જ કરો તો હજ્જ કરએ છીએ. પરંતુ આજ કુર્આન અને આજ હદીષ કહે છે કે નિકાહ–શાદી કરવી સુન્નત છે. તેને સાદગી અને ઓછા ખર્ચે પુરી કરે. ત્યારે આમાં કુર્આન અને હદીષ જેવો અમલ કેમ નથી કરતા ? આજે શાદી–વિવાહમાં બિનઈસ્લામી રીવાજો અપનાવાઈ રહયા છે. તબ્લીગી ઈજતેમાઅ અને દીની જલ્સાઓમાં નિકાહ ઘણાં સાદગીથી થાય છે. પરંતુ પાછળથી ઘર આંગણે લખલૂટ ખર્ચા થાય છે. વલીમાનાં નામે પણ ફુઝુલ ખર્ચા કરાય છે. છોકરીની રૂખ્સતીમાં કે તેડામાં શાદી જેવો ખર્ચો અને લોકો ભેગા કરાય છે. અને ભેટ–સોગાતનાં બહાને જાણે કન્યાદાન કરાય છે. આમ,અલ્લાહ અને અલ્લાહનાં રસુલનાં ફરમાનોને અભરાઈએ ચઢાવી દેવામાં આવે છે.

દીનદારીની ઓળખ માણસનાં સ્વભાવ તેમજ વાતચીત પરથી પણ થાય છે. કેટલાંક દીનદારોની ભાષાજ એવી હોય છે જે વાતચીત દરમિયાન તોછડાઈથી વર્તે છે. અપશબ્દો બોલે છે. નજીવી વાતમાં પણ એવા શબ્દો

બોલે છે કે જે સામાવાળાની તકલીફનું કારણ બને છે.

રસુલુલ્લાહ (સ.અ.વ.)નું તો ફરમાન છે કે જન્નતમા એવા માળ છે. જેનાં અંદરનાં ભાગમાંથી બહારનો ભાગ અને બહારનાં ભાગમાંથી અંદરનો ભાગ દેખાય છે. એક દેહાતીએ(ગામડિયાએ) પુછયુ યા રસુલુલ્લાહ (સ.અ.વ.) એ કોના માટે છે. તો ફરમાવ્યું કે જે માણસ સારી રીતે વાતચીત કરતો હોય તેનાં માટે છે. સારી વાત હંસતા મોઢે કરવી સદકો છે. જેથી દીનદાર માણસ તો તેનાં બોલ તેમજ સ્વભાવથી પણ ઓળખાય છે. આપસની દુશ્મની હસદ–અદેખાઈ આ વસ્તુઓ આપણી દીનદારીને મોટું નુકસાન પહોંચાડે છે. એનાંથી દીનનો નાશ એ રીતે થાય છે જેવી રીતે અસ્ત્રો વાળ સાફ કરી નાંખે છે.

ઉલમા ફરમાવે છે કે સૌથી પહેલો ગુનોહ આસમાન–જમીનમાં જે થયો તે હસદ–અદેખાઈની લીધે જ થયો.

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.) ફરમાવે છે કે તમો અલ્લાહની નેઅમતો સાથે દુશ્મની ન રાખો. કોઈએ પુછયું કે અલ્લાહની નેઅમત સાથે દુશ્મની એટલે શું ? જવાબ આપ્યો કે નેઅમતની સાથે દુશ્મની એટલે નેઅમતનો દુર ઉપયોગ કરવો અને બીજાને આ નેઅમત મળી હોય તો તેનાં લીધે હસદ–અદેખાઈ કરવી. હસદ–અદેખાઈ દીનદારોને શોભતી નથી. શોભા દેનારી વસ્તુ તો સારા અખલાક છે. માણસની દીનદારીની એનાથી જ ખબર પડી જાય છે.

હુઝુર (સ.અ.વ.)થી પુછવામાં આવ્યું કે કઈ આદત એવી છે જે માણસને જન્નતમાં લઈ જાય છે ? ફરમાવ્યું કે અલ્લાહનો ડર અને સારા અખ્લાક. બીજી એક રિવાયત છે કે સારા અખ્લાકવાળા મોમિનને દિવસનાં રોઝા રાખનાર અને રાતોનાં ઈબાદત કરનારનો સવાબ મળે છે. એવી રીતે ફરમાવ્યું કે કોઈ ગુનોહ અલ્લાહના નજદીક ખરાબ અખ્લાકથી બદતર (દુષ્ટ) નથી.

દીનદારી સાચા વચનથી પણ ખબર પડી જાય છે. કુર્આન શરીફમાં હુકમ છે કે વચન આપો તો પુરો કરો ચોક્કસ કયામતમાં તમારાથી દરેક વચનના બારામાં પુછવામાં આવશે. હુઝુર (સ.અ.વ.) પોતાના ખુત્બામાં વધુ પ્રમાણમાં આ ફરમાવ્યા કરતા હતા કે જે પોતાના વચનનો પાબંદ નથી

એનો દીન નથી.

દીનદારીની ઓળખ હુઝુર(સ.અ.વ.)એ આપી છે ફરમાવ્યું કે કોઈની નેકીનો અંદાજો કરતી વખતે તેની નમાઝ,રોઝહને ન જુઓ (એટલે કે ફકત નમાઝ રોઝાને જોઈને એના મુરીદ ન બની જાઓ) બલ્કે આ વસ્તુ જુઓ કે જયારે વાત કરે તો સાચુ બોલે જયારે કોઈ અમાનત એને સોપવામાં આવે તો ઠીક ઠીક અદા કરે અને તકલીફ તથા મુસીબતોનાં દિવસોમાં પણ પરહેઝગારી પર કાયમ રહે. આ દીનદારી નથી બલ્કે મુનાફિકની નિશાની છે કે વાતમાં જુઠુ બોલે,અમાનતમાં ખિયાનત કરે અને વાયદો પુરો ન કરે.

હદીષો ઉપરથી જાણવા મળે છે કે દીનદારી માટે શરમ–હયા પણ જરૂરી છે. જેનામાં હયા નથી એ કામિલ મોમિન નથી. ખરી દીનદારીમાં હયા–શરમ હોય જ છે. હયા હશે તો પોતાને ખોટા કામોથી બચાવશે. આંખ,જીભ,પેટ,શર્મગાહની હિફાજત કરશે. અલ્લાહના રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યુ છે કે હયા એ ઈમાન નો એક ભાગ છે. જેનામાં હયા નથી તેનામાં ઈમાન નથી.

જેથી દીનદારીમાં હયા–શરમ જરૂરી છે કારણ કે બેહયાઈ(બેશર્મી) માણસને હલ્કો–ઉતરતી કક્ષાનો બનાવી દે છે અને શરમ–હયા માણસની ઈઝઝત અને દીનદારી વધારે છે. દીનદાર બનવા માટે આપણે સબર અને ધીરજ પણ અપનાવવી પડશે.

આપણાં રોજીંદા જીવનમાં અવાર–નવાર એવાં બનાવો બને છે કે કુટુંબમાં,મિત્રોમાં વગેરે સાથે ઝઘડો થાય છે અને તેનું કારણ નજીવું હોય છે. આવા સમયે સામાવાળા ને માફ કરી દેવું અને મન દુઃખ તથા મતભેદને ભુલી જવું એ જ મોટામાં મોટી દીનદારીની નિશાની છે. પ્યારા રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જયા સુધી તમે રહમ(દયા) ન કરો ત્યાં સુધી તમારુ ઈમાન પૂર્ણ નથી થઈ શકતુ એટલે કે દીનદાર કહેવાના લાયક નથી.

રસુલે કરીમ(સ.અ.વ.) એ ત્રણ વાતો કસમ ખાઈને બયાન કરી છે એક એ કે સદકો આપવાથી માલમા ઘટાડો નથી. જેથી સદકો કર્યા કરો. બીજુ એ કે જે માણસ કોઈનાં ઝુલ્મને માફ કરી દે છે તો અલ્લાહ તઆલા કિયામતનાં દિવસે એની ઈઝઝત વધારી દેશે. ત્રીજુ એ કે જે માણસ ભીખ

માંગીનેજ પોતાની રોજી કમાવવાનો ધંધો બનાવી લે છે તો અલ્લાહ તઆલા એનાં ઉપર ફકીરીનાં(ભૂખમરાના) દરવાજા ખોલી દે છે.

ભાઈઓ દીન ઘણો જ આસાન છે જેણે પણ દીન સાથે બળ વાપર્યુ તેને દીને હરાવી દીધો સમજો. આ નાજુક સમય છે અને હદીષ અનુસાર આવા નાજુક સમયમાં દીન પર ચાલનારને પચાસ જેટલા નેક અમલો પર અમલ કરનાર જેટલો સવાબ મળશે.

રસુલ (સ.અ.વ.)નું ફરમાન છે કે આમાલ કરવામાં ઉતાવળ કરો. શુ તમે એની રાહ જુઓ છો કે ગરીબી આવી જાય અને તમને બધું ભુલાવી દે? શુ એવી માલદારીની રાહ જુઓ છો જે તમને ખોટા રસ્તે પહોચાડી દે ? અથવા શુ એવી બીમારી ની રાહ જુઓ છો જે તમને કામના ન રાખે ? અથવા શુ અચાનક મોતની રાહ જુઓ છો ? અથવા શું દજજાલનો ઈન્તિજાર છે જે ઘણો ફિત્નાબાઝ છે ? અથવા કિયામત આવવાની રાહ જુઓ છો જે ઘણી ખોફનાક છે. પરંતુ આ બધુ પેદા થવા માટે દિલની સફાઈ જરૂરી છે. દિલને ખોટા વિચારો તેમજ ખોટા ખ્યાલોથી બચાવવું જોઈએ કારણકે બદગુમાની(ખોટો ખ્યાલ) ગુનોહ છે. જે મુસલમાન ભાઈની ઝાહિરી હાલત નેક દેખાય તેના વિશે કોઈ મજબુત દલીલ વગર બદગુમાની કરવી હરામ છે.

રસુલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે બદગુમાનીથી બચો કારણ કે બદગુમાની જુઠી વાત છે માણસને ખરેખર દીનદાર જ બનવું હોય તો આ બધી વસ્તુઓ પર ધ્યાન રાખવું પડશે. બાકી દુનિયામાં પોતાને હાજી,કાજી,નમાઝી દીનદાર કહેવડાવી લે અને અસલ મકસદ અલ્લાહની રજામંદી ન મેળવી શકે એ તો જીવન અર્થ વગરનું જ કહેવાય.

મોમિન ઉપર દીનદારીનું લેબલ ફીટ કરવા માટે કેટલીક સામાજીક જવાબદારીઓ પણ રાખવામાં આવી છે. એક–બીજાનાં હક્કોની સંભાળ રાખવાની છે. એવી જ રીતે ઓલાદનાં હક્કોની સંભાળ રાખવાની પણ જવાબદારીમાં મા–બાપ પર પુરે પુરી છે.

માલ–દોલત અને અવલાદ એક બાજુ મોટી નેઅમત છે તો બીજી બાજુ આજ નેઅમતો ફિત્નો પણ છે. જેમકે અલ્લાહપાકનો ઈરશાદ છે " તમારી ઓલાદ અને તમારો માલ ફિત્નો છે. " દુનિયામાં આપણને ઘણા

દાખલા જોવા મળશે કે ઘણા લોકોને આ નેઅમતો મળી છતા પોતાને બચાવી શકયા નથી.

આપણી પોતાની દીનદારી માટે અવલાદને પણ સારી તાલીમો તરબિયત દ્વારા સાલેહ અને નેક બનાવી દીનદાર બનાવવી જરૂરી છે. ઈમાનવાળાઓને આદેશ પણ છે પોતાને તથા પોતાની અવલાદને દોઝખની આગથી બચાવો, દરેક માણસને તેના હાથ નીચેના પૈકી પુછપરછ કરવામાં આવશે.

આજે આપણે માનીએ છીએ કે ઈસ્લામ ધર્મ આખી દુનિયા માટે અમન,સલામતી,રાહત માટે આવ્યો છે. પરંતુ આપણે જોઈએ છીએ તેમ મુસલમાન–મુસલમાન હોવા છતાં પણ રાહત ચેનમાં નથી બલ્કે પરેશાનીની જીંદગી ગુજારી રહ્યો છે. આનુ કારણ શોધો શુ છે ? એજ કારણ માલુમ પડશે કે આપણે પોતાની જાતને મુસલમાન તો કહીએ છીએ પરંતુ ઈસ્લામિયતનો એક છાંટો પણ આપણામાં નથી. આજે દીનદારી અને મુસલમાની આપણે નમાઝ,રોઝાને સમજી છે. નમાઝ,રોઝાહ અને હજ્જનો મકસદ જ એ છે કે એનાથી અલ્લાહનો ડર પેદા થાય મખલુકની લાગણી પેદા થાય જેનાં કારણે બીજાઓ આપણી મુસલમાની અને દીનદારીથી પરેશાન ન થાય અને દરેકને ચૈન,સુકુનની જીંદગી નસીબ થાય.

પરંતુ અફસોસ આજે બીજાઓથી પરેશાનીની શું ફરિયાદ પોતે અમન–સલામતીનો ધર્મ અપનાવવાવાળો મુસલમાન જ એકબીજાની પાછળ પડેલા છે.

અભણ,ફાસિકો અને બદમાશોથી શું ફરિયાદ ? પઢેલા,ભણેલા, નમાઝી,રોઝહદાર જ એકબીજાને તકલીફ પહોચાડવા પાછળ પડેલા છે. એકબીજાનાં હક્કો ને બરબાદ કરવાની પાછળ પડેલા છે. મસ્જીદમાં આવીને નમાઝ પઢે છે. બહાર નીકળીને તરતજ પોતાના ભાઈને બદનામ, નીચો દેખાડવામા, ધોકો આપવામા અને નાજાઈઝ રીતે માલ કમાવાની ફિકરમાં મશગુલ છે.

ભાઈઓ કાન ખોલીને સાંભળીને યાદ રાખો આપણે બિલકુલ મુસલમાન અને દીનદાર નથી બની શકતા જયાં સુધી સંપૂર્ણ દીન ન અપનાવી લઈએ. અલ્લાહતઆલા નો ઈરશાદ છે કે એ ઈમાનવાળાઓ

અલ્લાહથી સંપૂર્ણ ડરીને ચાલો અને (કોશિષ કરો કે) મુસલમાન બનીને મરીએ. મતલબ સ્પષ્ટ છે કે પુરો ખૌફ ખાઈને તેનાં બધાજ હુકમો પર ચાલો આવુ ન કરો કે એના અમુક હુકમો પર ચાલો અને અમુક હુકમો છોડી દો.

અલ્લાહનો શુક્ર છે કે જેણે કામિલ નબી રસુલે કરીમ (સ.અ.વ.) ને મોકલ્યા જેમણે અમોને વિગતવાર મુઆમલાત–મુઆશરતમાં જીંદગી ગુજારવાનાં તરીકા બતાવી દીધા.

મુસલમાને કોઈનાથી સવાલ અને ભીખ માંગીને પોતાની જીંદગી ગુજારવી ન જોઈએ. મુસલમાને હલાલ તરીકાથી જ માલ કમાવો જોઈએ અને જરૂરતથી વધારાના માલથી બીજાને ફાયદો પહોંચાડવો જોઈએ. મુસલમાને ઈલાહી કાયદા પ્રમાણે જ માલ કમાવો જોઈએ.

ભાઈઓ દીનદારીની જડ જે પુરા ઈસ્લામની રૂહ(જાન) છે. ઈખ્લાસ છે એટલે કે આપણુ દરેક કામ અલ્લાહની ખુશનુદી માટે જ હોય એ વગર અમારી બીજી કોઈ ગરજ ન હોય. ઈસ્લામની જડ તો તૌહિદ છે પરંતુ તૌહિદ ઈખલાસથી પૂર્ણ થાય છે. હદીષ શરીફમાં આવે છે કે જેણે અલ્લાહ માટે મુહબ્બત કરી અને અલ્લાહ માટે દુશ્મની કરી અને અલ્લાહનાં માટે દીધુ અને અલ્લાહનાં માટે જ રોકયું એણે પોતાનું ઈમાન મુકમ્મલ કરી લીધુ.

આમ પણ હદીષ શરીફમાં આવે છે કે અલ્લાહ તઆલા તમારી સુરતો અને તમારા બદનને નથી જોતાં બલકે તમારા દિલને જુએ છે. એટલે દીનદારી પર બદલો અને જઝાનો મુઆમલો નિય્યત અને ઈખલાસ પ્રમાણે થશે.

હુઝુર (સ.અ.વ.)નો ઈરશાદ છે કે લોકો તમારા આમાલમાં ઈખલાસ પેદા કરી લ્યો. અલ્લાહ પાક તેજ અમલો કબુલ કરશે જે (દીનદારી) માં ઈખલાસ હશે.

દીનદારો માટે આપણ જરૂરી છે કે અલ્લાહના સાચા દીનની સેવા અને દાવતનું કામ પણ કરે. જેમ પોતે દીનદાર બનવું  જરૂરી છે તેમ બીજાને દીનદાર બનાવવા માટે મહેનત–કોશિષ કરવી પણ જરૂરી છે. આજ કારણે ઉમ્મતને શ્રેષ્ઠ ઉમ્મતનો ખિતાબ આપ્યો. માલુમ પડયુ કે

ઉમ્મતમાં જે દાવત અને લોકોની ઈસ્લાહની ફિકર નથી કરતા તો આ ફઝીલતથી મહરૂમી સાથે ખરા અર્થમાં દીનદાર નથી. કુર્આન શરીફની આયતઃ

**વ જાહિદહુમ બિહી જિહાદન કબીરા**

સંદર્ભમાં મુફસ્સીરોનું કથન છે કે, મુરાદ આનાથી દાવતો તબ્લીગ છે. જેને અલ્લાહ તઆલાએ જીહાદે અકબર બતાવ્યું. અને જે નમાઝ,રોઝાની દીનદારી પર આપણે ભરોસો રાખી મુકેલો છે તેમાં પણ જરા નજર કરી લઈએ કે એમાં કેટલી મજબુતી છે.

આજે આપણી નમાઝો એવી છે કે આપણને ન તો રકાતનું ભાન રહે છે નતો સુરતનું ભાન રહે છે. આથી નમાઝો અને બીજા કામોની સુસ્તી છતાં પણ દીનદાર ગણાવવું એ ખરેખર આપણે અંધારામાં છે.

નમાઝ એવી પઢવી જોઈએ કે ખુદાને આપણે જોઈ રહયા છીએ અથવા અગર એમ ન થઈ શકે તો ઓછામાં ઓછું એટલું ધ્યાન જરૂર રાખે કે ખુદા તઆલા આપણને જોઈ રહયો છે. આટલો ખ્યાલ કરવાથી પણ ઈન્શાઅલ્લાહ આપણી નમાઝો સુધરી જશે જે દીનદારી માટે મદદરૂપ થશે.

દીનદારી એને જ કહેવાય કે મુસલમાન પોતાની વાતમાં,કામમાં, લેનદેનમાં જીંદગીના દરેક ભાગમાં અલ્લાહ રસુલનાં હુકમો પર ચાલે જો આનાં ઉપર અમલ કરી લઈશું તો આજે પણ આપણી પ્રગતિ પાછી આવી શકે છે. પડતીનું કારણ એજ છે કે દીનદારીની નિશાનીઓ જે પહેલાં હતી તે આજે જોવા મળતી નથી.

હઝરત ઉમર(રદી.) ની ખિલાફતનો જમાનો છે. મુસલમાનોની દીનદારી જોવા માટે કૈસરે રૂમનો રાજદૂત આવી રહયો છે. તે આવીને મુસલમાનોની નમાઝો–ઈબાદત વગેરે નથી જોતો બલ્કે આવીને જુએ છે કે મુસલમાનોનું વેચવુ કેવું છે ? ખરીદવું કેવું છે ? લેન–દેન કેવી છે ? વાયદા કેવા છે ? જબાન(વાણી) કેવી છે ? જયારે તેને મુસલમાનોને સંપૂર્ણપણે જાણી લીધા પછી પોતાનો રીપોર્ટ રોમના સમ્રાટને આપ્યો કે પોતાનો દરબાર બોલાવો હું મુસલમાનોનાં વિશે રીપોર્ટ રજુ કરીશ.

રૂમના બાદશાહ કૈસરે તેનાં મંત્રીઓને એકત્ર કર્યા રાજસભા ભરાઈ

તો પેલા પ્રતિનિધિએ રીપોર્ટ આપ્યો તેને કહયું કે મેં મુસલમાન કૌમને નજીકથી જોઈ અને એમનાં વિશે બેજ શબ્દો કહુ છુ કે તે કૌમ :

**લાયખદઉ વલા યુખદઉ**

કે મુસલમાન ન કોઈને ધોકો આપે છે કે અને નતો કોઈનાથી ધોકો ખાય છે. આ સાંભળતાંજ કૈસરે રૂમ ઉભો થયો અને કહેવા લાગ્યો કે જો ખરેખરઆ સદગુણો મુસલમાનોમાં છે જે તેં બયાન કર્યુ તો તમો તૈયાર રહો આપણા દેશનું શાસન તેમના હાથમાં જશે.

દરબારીઓએ કહ્યું કે એનું કારણ સમજમાં આવતું નથી તો કૈસરે કહ્યું કે કોઈને ધોકો ન આપવો એ તો મુસલમાનોની અમાનત છે. અને કોઈનાથી ધોકો ન ખાવો એ તેમની સિયાસત છે અને યુકિત છે જે કૌમમાં પણ આ બે ગુણો હશે તે કૌમ દુનિયામાં પાછળ રહી શકતી નથી.

ભાઈઓ આપણી ઓળખાણ આજે શું છે ? આજે આપણે અમાનતની વાતો કરીએ છીએ પરંતુ મસ્જીદમાં પણ આપણાથી અમાનત નથી સચવાતી. ત્યાં ઈબાદત માટે આવીને પણ ખયાનતનાં કિસ્સા સાંભળવા મળે છે.

મુલ્લા જીવન(રહ.) ની દીનદારી જુઓ કે એક વખત કોઈએ એમનાંથી કહ્યું કે તમારુ ઘર તોડીને ત્યાંથી એક સરકારી રોડ કાઢવામાં આવશે. મુલ્લા જીવન રહ. એ ફરમાવ્યું કે ભાઈ રોડ કેવી રીતે બનશે સામે તો જમના નદી છે તે માણસે કહ્યું કે થોડા માણસો ગયા છે જે પુલ ઉઠાવીને અહિયા લાવી રહ્યા છે અને અહિયા મુકશે.

મુલ્લા જીવન(રહ.) તરત જ ઓરંગજેબ આલમગીર(રહ.) પાસે ગયા જે એમનાં શાગીર્દ હતા અને કહ્યું કે ભાઈ તમોને ખબર છે કે હું ગરીબ માણસ છું મને ખબર મળી છે કે તમારી સરકાર મારું ઘર તોડીને ત્યાં રોડ બનાવે છે અને નદી પર પુલ ઉઠાવી મુકશે.

આલમગીર(રહ.)ને હસવું આવી ગયું કે મૌલાના તમોને ખ્યાલ પણ ન આવ્યો કે જમુનાનો પુલ કંઈ ઉઠાવીને લવાતો હશે ? મુલ્લા જીવન(રહ.) ગુસ્સે થઈ ગયા અને કહ્યું કે ખુદાની કસમ મને આ વાત એક મુસલમાને કરી છે અને મારી આ માન્યતા છે કે જમુનાનો પુલ ત્યાંથી ઉઠાવીને લાવી શકાય છે. પરંતુ એક મુસલમાન જુઠ્ઠું નથી બોલી શકતો. આ વાત મને

મુસલમાને કરી છે.

ભાઈઓ અસલ જીંદગી અને દીનદારી બહારનીજ છે. જેનાંથી જ દુનિયામાં આપણા નબીએ કરીમ(સ.અ.વ.) વિજયી બન્યા હતા. આજે તે દીનદારી આપણામાં નથી. પહેલાંના ગેરમુસ્લીમો કહેતાં હતા કે મુસલમાન થઈને જુઠું બોલે છે ? તેમને આ યકીન હતું કે મુસલમાન જુઠું બોલે જ નહી, આજે આપણી ઓળખ બદલાઈ ગઈ ફકત મસ્જીદનાં અમલ રહી ગયા. અમાનત ગઈ અને ખયાનત આવી ગઈ. સાચું ગયુ અને જુઠું આવી ગયુ. આજે દરેક ખોટા કામોમાં–ખરાબ કોમોમાં નામો જોશો તો મુસલમાનનું જ નીકળશે.

ભાઈઓ કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ આ ફરમાવવામાં આવ્યું છે કે તમોએ શું એવું વિચારી લીધું છે કે જન્નતમાં એમ જ પહોંચી જશો ? અને આગલા લોકો જેવી પરીક્ષા તમારી ન થશે ? યકીન રાખો મુસલમાનોની દીનદારીની ઓડિટ કરવામાં આવશે જેથી ખબર પડે કે મુસલમાનીનાં દાવામાં કોણ સાચા છે અને કોણ ખોટા છે ?

ભાઈઓ આ બધું એટલા માટે જણાવવાનું છે કે ઈબાદતનાં ભરોસે બેસી રહીને બીજા હુકમો પર ન ચાલીને કયામતમાં જલીલ(અપમાનિત) ન થવું પડે કારણ કે વ્યવહારી જીવન પસાર ન કરવાથી ઈબાદતો બીજા લઈ જશે જેમ કે હુઝુર(સ.અ.વ.)નું ફરમાન છે કે કયામતનાં દિવસે મોમિનની દરેક કોશિષોથી સવાલ કરવામાં આવશે. અહિયા સુધી કે તેની આંખોનો સુરમો અને તેની આંગળીથી મટોળી સાથે રમવાથી પણ–જો જો એવું ન થાય કે કયામતનાં દિવસે બીજું કોઈ તારી નેકીઓ લઈ જાય.

ખરેખર આપણે જેને દીનદારી સમજીએ છીએ કે નમાઝની પાબંદી કરી લેવી ભલે બીજું કંઈ ન કરીએ. ભાઈઓ આ નમાઝ પણ આપણે ખરેખર તેનાં પ્રમાણમાં પઢીએ તો અલ્લાહપાકનું તો એલાન છે કે નમાઝને નમાઝની રીતે પઢશો તો બહારની જીંદગીમાં ખરાબ–ખોટા કામોથી અને બેશરમીનાં કામોથી રોકી દેશે.

આજે જેનાં ભરોસે બેસી રહયા છે તે પણ ઠીક નથી. નબીએ કરીમ (સ.અ.વ.) નો ઈરશાદ છે કે નમાઝીને તેની નમાઝ ગુનાહોથી અને ખોટા કામોથી ન રોકે તો સમજી લ્યો કે એની નમાઝ અલ્લાહનાં ત્યાં કબુલ નથી.

વિચારો આપણે જે નમાઝોનાં ભરોસે બેસી રહ્યા છે તે પણ પુરી રીતે કામિલ નથી. જેનો નમુનો આપી શકીએ. જો બહારનાં જીવનમાં બીજા દીની હુકમો પર પણ ગુનાહોથી ન બચી શકાતુ હોય તો સમજો કે નમાઝ હજુ અધુરી છે.

બાકી અલ્લાહનું ફરમાન તો ઠોસ છે કે નમાઝ બેહયાઈ અને ખરાબ કામોથી રોકશે. જેથી બુઝુર્ગ અને દીનદાર બનવું હોય નમાઝો સહીહ રીતે અદા કરી બહારનાં જીવનમાં આંખો હરામ વસ્તુઓથી બંધ કરી લઈએ,જબાન બેકાર વાતોથી રોકી લઈએ, માલ હલાલ ખાઈએ, પોતાની શર્મગાહની હિફાઝત કરીએ, જબાનથી સાચી વાત જ બોલીએ, વાયદો પુરો કરીએ, મહેમાનની ઈઝઝત કરીએ, પડોશીનો ખ્યાલ કરીએ. આ આદતોને અપનાવીશુ તો ખરી દીનદારીનું સર્ટીફીકેટ મળેલું ગણાશે.

આપણે ઉપર જાણ્યું કે અલ્લાહનાં અમુક હુકમો પર ચાલવું અને અમુક હુકમો પર ન ચાલવું એની સજા દુનિયામાં બદનામી છે. આજે આમ–ખાસ નેતાગણ એક જ રટણ રટે છે કે મુસલમાન દુનિયામાં બેઈઝઝત છે, જલીલ થઈ ગયા, તબાહ થઈ ગયા દરેક કૌમ મુસલમાનોની દુશ્મન છે.

પરંતુ વિચારીશુ તો આમાં દુશ્મનોનો બિલકુલ વાંક નથી વાંક અમારો જ છે કે આપણે આજે બે રંગી ચાલ ચાલીએ છીએ આપણો દાવો તો ઈસ્લામનો છે. પરંતુ આ'માલ તેવા નથી અથવા ઈબાદત છે તો મામલાત, મઆશિરાતમાં ઈસ્લામ નથી. જેથી આજે આપણે ન તો દીનનાં છે નતો દુનિયાનાં. કોઈએ કહ્યુ છેકે " એ મુસલમાન "– દો રંગી છોડ દે યકરંગ હોજા, સરાસર મૌમ હોજા યા સંગ હોજા.

અનુભવ માટે સહાબા(રદી.) નો જમાનો આપણી સામે છે. એમની પાસે ઈમાની તાકત હતી અને જીંદગીમાં દરેક પળ અને દરેક વખત તેમજ દરેક હાલતમાં શરીઅત પર જ નજર રહેતી હતી. જેનાં કારણે આપણી જેમ તેઓ બદનામ ન હતા, ઝલીલ ન હતા.

ભાઈઓ ઈસ્લામ ખરેખર પ્યારો છે અને ખરેખર દીનદાર કહેવાવું છે તો પોતાન આમાલ,વ્યવહાર,વર્તન,માલમિલકત વિશે ઈસ્લામી હુકમો અપનાવો.

અલ્લાહપાકે કુર્આન શરીફમાં એલાન આપી દીધુ કે ‘‘મે આજે તમારા માટે તમારા દીનને પુરો કરી દીધો.’’ એનાથી સાબિત થયું કે મુસલમાનની ઈબાદત જેમ બીજા ધર્મોની ઈબાદતથી અલગ છે તેમ તેની રહેણી–કરણી,વેપાર,ખેતી, મામલાત,મઆશરત પણ બીજા ધર્મોથી અલગ હોવું જોઈએ. સાચો અને સારો દીનદાર મુસલમાન તે જ બની શકે છે જે પોતાની જીંદગીની બધાજ હાલાતમાં ઈસ્લામી આજ્ઞાઓને અપનાવે.

ભાઈઓ આ બધી બીમારીનો ઈલાજ મોતને સામે રાખવું છે. મૌતને સામે રાખીને મુસલમાન ન તો ફખર(ઘમંડ) કરી શકે છે,ન હસદ(દુશ્મની) કરી શકે છે,મૌતની યાદ બધી દિલી બીમારી દુર કરી દેશે.

આજે આપણી હાલત તો તે દુધપીતા છોકરા જેવી છે જે માતાની ખોળામાં ગાડીમાં સફર કરી રહ્યુ હોય તે સમજે છે કે મારુ ઘર તો આજ છે. તે ન સમજશે કે હું સફર કરી રહ્યો છું. ભાઈઓ આજે આપણી ઉંમરની હોડી ઝડપભેર ચાલી રહી છે. પરંતુ આપણે સમજીએ છીએ કે આપણે અહિયાજ છે. અમારુ આજ ઘર છે, આપણે નાના ભુલકા જેવા છે જે પોતાના સફર ને જ નથી સમજતાં.

ભાઈઓ દીનદારીનો અર્થ એ છે ચોક્કસ પાકા યકીન સાથે દરેક વસ્તુને માનીને અમલ કરવો. જેથી ફકત માનવાને દીનદારી ન કહીશુ. જેમકે ફરમાવ્યું છે કે મોમિન અને મુસલમાનમાં ફર્ક છે. મોમિન એટલે દિલથી માનવું અને મુસલમાન એટલે બંદગી કરવી. જયારે આપણામાં મોમિન અને મુસલમાની ભેગી થઈ જશે તો ઈન્શાઅલ્લાહ દીનદાર બની જઈશું. જે અસલ હેતુ છે નહીતો અલ્લાહનાં વિરૂધ્ધ કરનાર અને દુનિયાનો ઝલીલ મકસદ શરીઅત વિરૂધ્ધ અમલ કરીને હાસિલ કરનાર તેને મોમિન તો કહીશું પરંતુ શરીઅત જે મુતાલબો માંગે છે તે તેને નહીં મળે.

જો ઈમાન અને ઈસ્લામને સાથે રાખીને ચાલીશુ તો અલ્લાહનાં ફરમાનમાં આવીશું કે આજ લોકો સીધા રસ્તા પર છે જે એમનાં પરવરદિગાર તરફથી મળ્યો છે. અને આજ લોકો પુરેપુરા કામિયાબ છે. ભાઈઓ ખરી દીનદારી હશે તો મૌતથી ગભરામણ ન થશે.

ખરો દીનદાર અલ્લાહ તઆલાની સામે એવી રીતે જશે જેમ કે કોઈ મુસાફિર સફરથી પોતાનાં ઘરે પાછો આવે છે. અને બનાવટી દીનદાર એવી

રીતે સામે આવશે જેમકે કોઈ નાસી છુટેલો ગુલામ પોતાના શેઠ પાસે લાવવામાં આવે છે. પોતાનાં અમલોને કુર્આન તેમજ હદીષોની સામે મુકશો તો દીનદારી માલુમ પડી જશે.

દીનદારી ફરાઈઝ અને વાજીબાતની અદાયગી અને હરામ વસ્તુઓથી બચવામાં છે. દીનદાર તે છે જેને અલ્લાહ–રસુલની ઈતાઅતનાં નીચે કામ કર્યુ અને બીજાઓને એની દાવત આપી. દીનદારી મેળવવી હોય તો ઘમંડ છોડો માનવતા દાખલ કરો. હકવાળાઓને ન્યાયથી વહેચણી કરો.

હઝરત ઈબ્રાહીમ નખઈ(રહ.) ફરમાવે છે કે દીનદારી આ છે કે મઆમલાતમા માલદાર–ગરીબ દરેક સાથે અલ્લાહનાં માટે સમાન મામલો કરે અને અલ્લાહે જે તમારા ઉપર ફરજ કર્યુ છે એને અદા કરવામાં અલ્લાહ માટે દિલ ફારિગ કરે. જાડા કપડા પહેરવા,સાદુ ખાવા ખાવાનું નામ દીનદારી નથી.

ભાઈઓ આટલું બધુ જાણ્યા પછી એ વાત સાફ થઈ જાય છે કે ફકત કૌટુમ્બિક રીતે ઈસ્લામનું નામ રાખી લેવાથી પરીણામ પર પહોંચી શકાતું નથી જયાં સુધી ઈમાન અને નેક કામ પુરેપુરા પસંદ ન કરે.

હઝરત અલી(રદી.)નો ઈરશાદ છે કે દીનદારી અને માનવતાનાં કામો છ(૬) છે. ત્રણ કામ મુકામી અને ત્રણ કામ સફરના કામો છે.

<u>મુકામી ત્રણ કામ</u>

(૧) કુર્આન શરીફની તિલાવત કરવી.
(૨) એવા દોસ્તો અપનાવવા જે દીનનાં કામમાં મદદ કરે.
(૩) મસ્જીદો આબાદ કરવી.

<u>સફરના ત્રણ કામ</u>

(૧) પોતાનાં માલમાથી ગરીબ સાથીઓ પર ખર્ચ કરવો.
(૨) સારી આદતોથી વર્તવું.
(૩) સફરનાં સાથીઓથી હંસીખુશીથી (શરઈ હુદુદમાં) રહેવું.

અને આ વાત જગજાહેર છે કે માણસ જીંદગીમાં જે હાલતનો પાબંદ રહેશે તેજ હાલત પર મૌત આવશે અને એજ હાલતમાં મહેશરમાં ઉઠાવવામાં આવશે. અને અલ્લાહપાકની આદત છે કે જે બંદો નેકીનો ઈરાદો કરે છે અને એ માટે પોતાની તાકત પ્રમાણે કોશીષ કરે છે તો

અલ્લાહતઆલા એને નેકીની તૌફીક આપી દે છે. અને તે કામ તેનાં માટે આસાન કરી દે છે. જેથી સહીહ અર્થમાં દીનદારીનું જીવન જીવીએ અને ઈસ્લામ તેમજ ઈસ્લામી તાલીમ પર પાબંદીથી અમલ કરીએ જેથી આપણો ખાતિમો(મૌત) ઈસ્લામ પર થાય.

દીનદારી માટેનાં બીજા કામો જેમ કે હઝરત અલી(રદી.)થી રિવાયત છે કે જે માણસ કોઈ મોમિન મરદ હોય કે ઔરત પોતાને ગરીબીનાં કારણે જલીલ(તુચ્છ) સમજે છે. અલ્લાહ તઆલા કયામતનાં દિવસે એને પહેલેથી છેલ્લે સુધીનાં લોકોમાં રૂશ્વા જલીલ કરશે.

જે માણસ કોઈ મુસલમાન મરદ–ઔરત પર તોહમત(આરોપ) મુકે અને કોઈ એવી ખામી બતાવે જે તેમાં નથી તો અલ્લાહતઆલા કયામતનાં દિવસે એને આગનાં એક ઉંચા ટેકરા પર ઉભો રાખશે ત્યાં સુધી કે તે પોતે પોતાને જુઠલાવે, બલ્કે દુન્યામા તેને તે દુષણમાં સાંપડશે.

ખુલાસો એ કે આપણે દીનનાં દરેક વિભાગમાં ઈસ્લામ તેમજ શરીઅત પર નજર કરીનેજ અમલ કરીએ. એવું નહીં કે મનચાહે તો શરીઅત પર અમલ કરીએ અને મન થાય તો તેને છોડી દઈએ. દીનદારી જ એ છે કે મુનાફિકો જેવી જીંદગી ન ગુજારીએ. બલ્કે યકીન ધ્યાન,કરતા–ધરતા અલ્લાહનેજ માનીને ચાલીએ. ઈમાન–યકીન અને નેક કામોમાં કોશીષ કરતા રહીએ એજ દીનદારી છે. રિવાજ પ્રમાણે પર જબાનથી કલેમા પઢી લેવો,જાહેરમાં રૂકુઅ–સજદા કરી લેવાને કાફી સમજવુ. મોટી મહરૂમી અને ખોટી સમજ છે. અને આવી ખોટી સમજની જીંદગી ગુજારતા રહેવું દીન કરતા દુનિયાને અગ્રિમસ્થાન આપવું ખુલ્લી નિશાની છે.

હઝરત ઈબ્ને અબ્બાસ(રદી.) ફરમાવે છે કે હુઝુર(સ.અ.વ.)ની પાછળ સવારી પર હતો. અચાનક આપ(સ.અ.વ.) એ ફરમાવ્યું કે એ છોકરા ખુદાને યાદ રાખ તે તને યાદ રાખશે. ખુદાને યાદ કર તું એને પોતાની સામે જોઈશ. એટલે જયારે પણ માંગે અલ્લાહથી માંગ અને જયારે પણ મદદ માંગે અલ્લાહથીજ મદદ માંગ. અને આ સમજી લે કે આખી દુનિયાના લોકો મળીને તને ફાયદો પહોચાડવા માંગે તો તે તને ફાયદો નથી પહોંચાડી શકતા સિવાય તે વસ્તુથી જે તારા માટે ખુદાએ લખી દીધું છે.

અને આખી દુનિયાનાં લોકો તને નુકશાન નથી પહોંચાડી શકતા પણ તેટલું જે તારા માટે ખુદાએ લખી દીધું છે.

જેથી આપણે હરપલ અલ્લાહનો હુકમ શરીઅત સામે રાખવો જોઈએ. જે દીનદારીની નિશાની છે. આપણે કોઈ કામ કરીશુ તેમાં દીન પ્રમાણે કરીશું અથવા દીનનાં વિરૂધ્ધ કરીશું યાદ રાખો, થશે તો તેજ જે અલ્લાહે ધાર્યુ હશે. પરંતુ આમાં ઠેસ આપણી દીનદારી અને મુસલમાનીને પહોંચશે.

દા.ત. એક લોટ દળવાની ઘંટી છે. લોટ પત્થરનાં પાટ ફરવાથી દળાય છે અને પાટ માલથી ફરે છે અને માલ એક મોટા ગોળ ચક્કર એન્જિન અથવા મોટર થી ચાલે છે અને એન્જિન વીજળીનાં કરંટથી ચાલે છે.

અહિંયા લોટ દળવામાં દરેક વસ્તુનો ફાળો છે. પરંતુ અસલ ચલાવવા વાળી વીજળીનો કરંટ છે. જો આ પાવર બંધ થઈ જાય તો બધી જ વસ્તુ બેકાર થઈ જાય. એટલે દરેક વસ્તુમાં અલ્લાહ પર ધ્યાન દઈએ. કેમકે તેની રજામંદી વગર બધીજ વસ્તુઓ બેકાર છે. દીન પર ચાલીને કામ કરીશું તોપણ એજ થશે અને દીનથી હટીને કામ કરીશું તોપણ એજ થશે જે મંજુરે ખુદા હશે. પછી દીનદારીથી હટીને કામ કરવાનો શો અર્થ. ખરેખર તો આમા દિલની સફાઈની જરૂરત છે જો તે સાફ થઈ જાય તો દિલની બધીજ બિમારીઓ દુર થઈ જશે. દિલની બિમારીમાં એકતો હસદ કિનો, મેલ દિલમાં ન રાખો. આ કામથી માણસ દીનદારીનાં મોટા મરતબા પર પહોંચી જાય છે.

હઝરત અનસ(રદી.) ફરમાવે છે કે એક દિવસે અમે રસુલુલ્લાહ (સ.અ.વ.)નાં દરબારમાં હાજર હતા. એવામાં હુઝુર(સ.અ.વ.)એ ફરમાવ્યું કે હમણા આ રસ્તેથી એક જન્નતી માણસ આવશે અને એવું જ થયું. અન્સારમાંથી એક માણસ આવ્યા જેમની દાઢીથી વુઝુનું પાણી ટપકી રહ્યુ હતું. એમનાં ડાબા હાથમાં જોડા હતા. બીજા દિવસે ફરી હુઝુર(સ.અ.વ.)એ આવું જ ફરમાવ્યું અને તેજ માણસ ફરીથી આવ્યા. જયારે ત્રીજા દિવસે મજલિસ પુરી થઈ તો અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર બિન આસ(રદી.) તે માણસની પાછળ થઈ ગયા. અને તેમનાંથી કહ્યું કે મારે

મારા વાલીદ સાહબથી ઝઘડો થઈ ગયો છે. શું તમો ત્રણ દિવસ મને જગ્યા આપી શકો છો ? તેમણે હા કહ્યુ. હઝરતે અબ્દુલ્લાહ ત્રણ રાતો ત્યાં રહ્યાં અને તેમને જોયા કે તે રાતમાં કંઈજ નફિલો નથી પઢતા. ફકત એટલુ જ કે જયારે કરવટ બદલે છે ત્યારે અલ્લાહનું નામ લે છે. અને સિવાય સારી વાતનાં બીજી કોઈ વાત નથી કરતા. હું એમના આ અમલને હલ્કો સમજવા લાગ્યો. અને મે એમનાથી કહ્યું કે હે અલ્લાહનાં બંદા મારે કંઈ મારા વાલીદથી ઝઘડો નથી થયો પરંતુ મેં હુઝુર(સ.અ.વ.)થી ત્રણ વખતે તમારા બારામાં જન્નતી હોવાનું સાંભળ્યું મારું મન થયું કે તમારા અમલો જોઉ. પરંતુ મેં તમને વધારે ઈબાદત કરતા નથી જોયા. તો પછી શું વાત છે જેથી તમે આ દરજા પર પહોચ્યા. તે માણસે કહ્યું કે ભાઈ તમે જોયું એનાં વગર બીજું કઈજ નથી.

જયારે હું ચાલવા લાગ્યો તે તેમને મને બોલાવીને કહ્યુ કે તમે જોયુ એનાં વગર બીજું કંઈ નથી. હા આટલી વાત જરૂર છે કે હું મારા દિલમાં કોઈપણ મુસલમાનનાં વિશે દુશ્મની નથી રાખતો. ત્યારે હઝરત અબ્દુલ્લાહ(રદી.) એ કહ્યું કે બસ બસ આજ વસ્તુ છે જેણે તમોને આ ઉચ્ચ સ્થાન પર પહોંચાડી દીધા. અને આજ વાત છે જેની આમારામાં તાકાત નથી.

આજે આપણી હાલત જુઓ કે પાબંદીથી નમાઝ રોઝા અદા કરીએ છીએ પરંતુ મુસલમાનભાઈ સાથે પોતાનો કોઈ સ્વાર્થ ન હોવા છતાં પણ દિલમાં નફરત લઈને ફરીએ છીએ. આટલો મોટો ગુનોહ છતાં પોતાને દીનદાર સમજીએ છે જે મોટો ધોકો છે.

ભાઈઓ કયામતનો દિવસ જે દુનિયાનાં પચાસ હજાર વર્ષ જેટલો લાંબો હશે છતાં તે ખરા મોમિન દીનદારો માટે એક ફરજ નમાઝ અદા કરવાના સમય કરતા પણ ઓછો અને આસાન હશે. પરંતુ જે લોકો અલ્લાહ અને રસુલનાં રસ્તાથી હટીને બીજા રસ્તે ચાલ્યા હશે અને મનમાની જીંદગી ગુજારી હશે તે લોકો આ દિવસે ઘણા પસ્તાશે અને અફસોસમાં પોતાનાં હાથો ચાવી જશે.

અલ્લાહપાકે તો દીનદાર મોમિન માટેની નિશાની આ બતાવી કે તે જમીન પર નમ્રતા સાથે ચાલે છે ઘમંડ,તકબ્બુરથી નથી ચાલતા. જેમકે

હઝરતે લુકમાને પોતાના છોકરાથી ફરમાવ્યું હતું કે બેટા જમીન પર અકળાઈને ન ચાલ એનાથી તુ કંઈ જમીન ફાડી નથી નાંખવાનો મતલબ એ કે દીનદારીનો ગુણ છે સારા લોકોના માર્ગે ચાલવું જેમકે હઝરત હસન બસરી(રહ.) આ આયતની તફસીરમાં લખે છે કે મોમિનોની આંખો,એમના કાન,તેમના અવયવો ઝુકી જાય અને રોકાઈ જાય અહિયાં સુધી કે મુર્ખ લોકો એમને બીમાર સમજે હાલાંકે આ દીનદારોની ચાલ છે. બીજી એક સિફત દીનદાર મોમિનની બયાન ફરમાવી છે કે જયારે તે બેકાર વાતો સાંભળે છે તો મોં ફેરવી લે છે.

દીનદારોની એક નિશાની કામમાં મધ્યમ માર્ગ અપનાવવો છે. ન તો કંજૂસી કરે છે ન તો વ્યય કરે. રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે પોતાનાં ગુજરાનમાં વચલો માર્ગ અપનાવવો માણસની સમજદારીની દલીલ છે. બીજી એક હદીષમાં છે કે માણસ વચલો માર્ગ અપનાવે છે તે કદી મોહતાઝ અને ગરીબ નથી થતો. અમીરી અને ફકીરીમાં ઈબાદતમાં પણ દરમ્યાની ચાલવું ઘણી સારી અને પસંદીદા વસ્તુ છે. અલ્લાહ પાકનું ફરમાન છે વકસિદ ફી મશયિક એટલે કે દરેક કામોમા દરમિયાની ચાલ ચાલો.

એક બુઝુર્ગનું કથન છે કે જયાં પણ તમો અલ્લાહના હુકમથી આગળ વધી જાઓ તે દુષ્ટ વ્યય છે. અને ખુદાની નાફરમાનીમા ખર્ચ પણ દુષ્ટ વ્યય છે.

મતલબ દીનદારીને શોભા દેનારી એક વસ્તુ મયાનારવી (વચલો રસ્તો) પણ છે. આપણે નમાઝમાં નિય્યત જબાનથી તો કરીએ છીએ કે હુ નિય્યત કરુ છુ ઝોહરની ચાર રકાત ફરજ નમાઝની અલ્લાહ માટે પરંતુ ભાઈ દીનદાર બનવા માટે ફકત આવી જબાનની નિય્યત કાફી નથી. આવા શબ્દો નતો શરીઅતમાં યોગ્ય છે નતો તરીકતમાં બલ્કે દિલમાં પણ પાકો ઈરાદો કરે કે નમાઝમાં અને નમાઝથી બહારનાં જીવનમાં પણ દરેક એવા કામ કરીશ જેનાથી અલ્લાહ રાજી થાય. અને શરીઅતની પાબંદીમાં રહીને જીવન ગુજારીશ.

જેમ એક માણસમા રૂહ(જીવ) ન હોય તેને માણસ નથી કહી શકતા અથવા તો માણસમા રૂહ તો છે પરંતુ હાથપગ કપાયેલા હોય,આંખે આંધળો હોય,દાંત પડેલા હોય આવો માણસ, માણસ તો જરૂર છે પરંતુ

કેવો માણસ છે આંનુ હોવું ન હોવુ બરાબર છે. બિલકુલ આવુ જ સમજો નમાઝ પઢતા સુધી તો દીન–શરીઅત છે પરંતુ પાછળ એનો કોઈ અસર જાહેર નથી થતો જેથી મુસલમાન હોવા ન હોવાનું માલુમ નથી પડતું.

માણસ જયારે નમાઝ,રોઝાનો પાબંદ છે તો અમલો મામલાત, મઆશરાતમાં પણ જાહેર થવા જોઈએ તોજ ખરી દીનદારી કહેવાય. એક ઝાડ હોય તેનાં ઉપર ન પાંદડા હોય ન ફળ આપતું હોય એવું ઝાડ કાપી નાંખવાના લાયક જ છે.

ભાઈઓ વખત એવો છે કે આજે ઈસ્લામ પ્રત્યે ગફલતની આ હાલત છે કે નમાઝ,રોઝા અદા કરી લેવા,ખાવા–પીવામાં અમલ કરી લેવો,તહેવારો ઉજવી લેવા આ કામો કરનારા સમજે છે કે હું ઈસ્લામી જીંદગી પર જીવી રહ્યો છુ. અને વધારે અફસોસ એવા પર છે જે માણસ આવા કામો નથી કરતો તે પણ સમજે છે કે હું ઈસ્લામી જીંદગી જીવી રહ્યો છુ. યાદ રાખો ઈસ્લામી મઆશરો ફકત જાહેરી હાલાત સુધી બંધાયેલો નથી. માણસની દરેક હાલાતમાં ઈસ્લામી જીંદગી સામે છે અમુક કામો કરી લેવાથી દીનદાર નથી બની જવાતુ. શૈતાન પોતાની ચાલ ચાલીને સારા–સારા માણસોને પોતાની આંગળી પર નચાવે છે.

ઘણા માણસો એવા જોવા મળશે કે તે નમાઝો,વઝીફા ખુબ પઢે છે પરંતુ વખત આવે છે ત્યારે નિય્યત ખરાબ કરીને ધોઈ નાંખે છે અને સમજે છે હું દીનદાર છું આ ખ્યાલ ખરાબ છે.

હુઝુર (સ.અ.વ.)નો ઈરશાદ છે કે જેમાં અમાનતદારી નથી તેમાં ઈમાન નથી. જેનાં પાસે વચનનું પાલન નથી તેમાં દીન નથી. માલુમ પડે છે કે બદદીયાનતીથી ઈમાન અધુરુ છે. તો પછી દીનદારી ભલા કેવી રીતે આવી શકે છે. યાદ રાખો અમાનતમાં ખયાનત ગુનાહે કબીરા છે અને ખયાનત કરનારો દીનદાર તો શું બની શકે એનાં તો ઈમાનનો ખતરો છે.

મુનાફિકની ત્રણ નિશાનીઓ છે ભલે ને તે રોઝા રાખે,નમાઝ પઢે પોતે મુસલમાન હોવાનો દાવો કરે,(૧)વાત કરે તો જુઠ બોલે,(૨)વાયદો કરીને ફરી જાય,(૩)અમાનતમાં ખયાનત કરે આ શબ્દો પર આપણે ઉંડી નજરથી વિચારવાની જરૂરત છે.

ભાઈઓ હુઝુર(સ.અ.વ.) જે મકસદ માટે તશરીફ લાવ્યા હતા તે

હતો બેકાર કામોને મીટાવવાનો, આજે આપણે દીનદારીનાં વેશમાં પણ પોતાના હાથોથી,પોતાનાં માલોથી,પોતાનાં દિમાગોથી જીવંત કરી રહ્યા છે. શું આ હુઝુર(સ.અ.વ.) સાથે ખુલ્લી બગાવત નથી. યાદ રાખો હુઝુર (સ.અ.વ.)નાં દુશ્મનોનો શું હાલ થશે ? તે આપણે જાણીએ છીએ.

આજે દીનદારોનો પડકારરૂપ એક તરીકો ફોટો પડાવવો છે. ઘણા દીનદારો જે શાદીનાં ટાણે કે કોઈ વિદેશવાળો ઘરનાં કે બીજા ફોટા પાડીને લઈ જાય છે કે ત્યાંથી મોકલાવે છે. યાદ રાખો કે જીવ વાળી વસ્તુનો ફોટો બનાવવો હરામ છે. તેને વેચવું–ખરીદવું કે ઘરમાં રાખવું હરામ છે. હદીષ શરીફમાં આવે છે કે જે ઘરમાં કુતરુ અથવા ફોટો હોય તે ઘરમાં રહમતનાં ફરિશ્તા નથી આવતા.

આપ(સ.અ.વ.)નું ફરમાન છે કે બધાથી વધારે અઝાબનો હકદાર લોકોમાં અલ્લાહ પાસે ફોટો બનાવવાવાળો છે. એક બીજી હદીષમાં વધારે અઝાબવાળામાં નબીનો કાતિલ અને જેનું કતલ નબીનાં હાથે થાય અને પોતાના વાલીદૈનમાંથી કોઈને કતલ કરે અને આલિમે બેઅમલ અને ફોટા બનાવવાવાળા હશે. આ હદીષમાં ફોટા બનાવવાવાળા અને નબીનાં કાતિલને એક દરજામાં રાખ્યા.

આજે જોશો તો સમાજમાં એવા ઘણા દીનદારો મળશે જેમને લોકો દીનદાર ગણે છે. પરંતુ આવા ગુનાહને, કબીરો ગુનોહ નથી ગણતા. મુસ્લિમ સમાજ આટલા મોટા ગુનાહને ગુનોહ જ નથી ગણતો. અને શાદી–ટાણે બેધડક કેમેરામાં ફોટા ખેંચાવે છે. કેમેરામેન શોખથી ફોટો ખેંચે છે અને દીનદારો ફોટા ખેંચાવે છે.

યાદ રાખો કયામતમાં આજ ફોટામાં અલ્લાહપાક અંદર રૂહ નાંખવાનો હુકમ કરશે અને તે અશકય હશે. જેથી અઝાબનો હકદાર બની જશે. પછી આવી બનાવટી દીનદારી શું કામની ? જે સહેજ ઝોંકામાં ચાલી જાય.

યાદ રાખો નમાઝની જેમ દરેક ઈબાદતમાં પહેલું કામ ફરજ અદા કરવાનુ છે. પછી સુન્નત અને પછી નફિલ કામોમાં મશગુલ થવું જોઈએ. ફરજ કામ છોડીને સુન્નત–નફિલ કામોમાં લાગવું મુર્ખાઈ છે.

હઝરત અલી(રદી.)થી રીવાયત છે કે હુઝુર(સ.અ.વ.)એ ફરમાવ્યું

કે જેનાં ઉપર ફરજ કામ અદા કરવાનું બાકી છે આવો માણસ જયારે નફિલ કામમાં મશગુલ થાય તેનો દાખલો તે હામીલા જેવો છેકે જયારે હમલ ખાલી કરવાનો સમય નજીક હોય ત્યારે હમલ પાડી નાંખે. હવે તે નતો હમલવાળી રહેશે નતો બચ્ચાવાળી.

દીનદાર મોમિનની નિશાની આ છે કે ફરજ કામો જેમાં નમાઝ પણ છે પહેલી અદા કરે અને પછી નફિલ કામોમાં લાગે. આજે દીનદારો નફિલ પર જોર વધારે આપે છે. પરંતુ પાછળનાં ફરજ કામોને તે નફિલનાં જોરે ઢાંકી દે છે. બધી જ જાતની ઈબાદતોમાં જરૂરી કામ પહેલા કરવા જોઈએ.

આજે ઘણા લોકોની હાલત જોવા મળે છે. આખું વર્ષ પાંચ વખતની નમાઝ ફરજ નમાઝનો એક સીજદો અદા નથી કર્યો પરંતુ શબેબરાત તેમજ શબેકદર જેવી રાતોની ઈબાદત જે મુસ્તહબ છે તેને મનાવવું જરૂરી સમજે છે. એવી રીતે ઝકાત છે ફરજ ઈબાદત છે તે અદા કરવામાં ઘણી સુસ્તી જોવા મળે છે. પરંતુ નફિલ કામ જેમકે મુર્દાનાં ઈસાલે સવાબમાં હજારો રૂપિયા ખર્ચી નાંખે છે. હાલાંકે આ ફરજ નથી અને ઝકાત ફરજ છે. જેનાં વિશે પુછ થશે જયારે ઈસાલે સવાબની પુછ ન થશે.

હજ્જ એ ફરજ છે છતાં એ પ્રત્યે ધ્યાન નથી. મામુલી બહાનાથી તેને ટાળી નાંખે છે અને બીજા સફરોમાં ધુમ ખર્ચ કરાય છે. શું આનુ નામ દીનદારી ? જો આપણે વિચારીએ તો ભાન થશે કે મુસલમાનોની દીનથી લાપરવાહી ફરજોથી બેભાનનું મૂળ કારણ દુનિયા જ છે. દુનિયાની લાલચ અને ઉમ્મીદો નમાઝ અને જમાઅતોની અદાયગીથી રૂકાવટ છે.

આજે મુસલમાનો વિચારે છે કે પાંચ વખતની નમાઝ તેમાં પણ જમાઅતની પાબંદીથી તેનો વેપાર,ખેતી,કારીગીરી વગેરેનું નુકશાન થશે. મુસલમાનને આજે નમાઝની મહરૂમી તો પસંદ છે પરંતુ આવકની કમી તો નામ પુરતી પણ પસંદ નથી.

દુનિયા જ તે રોગ છે જે મુસલમાનથી ન કરવાનાં કામો કરાવે છે. એકબીજા પર જુલ્મો,જયાદતી,જમીન–જાઈદાદ હડપ કરી લેવી, બીજા હક્કો અદા કરવામાં સુસ્તી દરેકનું મૂળ દુનિયા જ છે.

આ વખતમાં આપણે વિચાર કરીએ તો ઘર અને કુટુંબથી લઈને દેશનાં ખૂણા સુધી મુસ્લિમ સમાજમાં ખુલ્લી બીમારી આપસની દુશ્મની છે

અને ભાઈચારો ઘણો કમઝોર પડી ગયો છે. એક મુસલમાન બીજા મુસલમાનનાં દુ:ખમાં સામેલ થવાને બદલે તેની મુસીબત પર ખુશ થાય છે હુંસે છે.

દીનદાર બનવા માટે ત્રણ જ વાતો પર અમલ કરી લો તો દીનદારીનું જીવન જીવી શકાશે.

(૧) હંમેશા સાચુ બોલવું,જબાનને જુઠનાં શકથી પણ બચાવતી જબાનથી થનારા બધાજ અમલો ગીબત,ચાડી ખાવી વગેરેથી બચવું જેથી જબાનને કાબુમાં રાખે.

(૨) પોતાની અમાનત પુરેપુરી અદા કરે. અમાનત જે કોઈની તમારી પાસે હોય તેની અદાયગી જરૂરીથી અથવા જે જવાબદારી અલ્લાહ તરફથી બંદા પર છે. તે પણ અમાનત છે. નમાઝ,રોઝા,ઝકાત આ બધી જવાબદારીઓ પુરી કરવી અમાનત છે. ધણી ઓરતનાં આપસનાં હક્કો,બાપ–બેટાનાં એકબીજાનાં હક્કો પુરા કરવા પણ અમાનત છે. નોકર–શેઠનાં હક્કો,બંદાનાં આસપાસના હક્કો અદા કરવા પણ અમાનત છે. આ બધી અમાનતો અદા કરવાથી અલ્લાહ–રસુલની મુહબ્બત દિલમાં પેદા થશે. અહિંયા આપણે જોઈ લઈએ કે આજે લોકો જલસાઓમાં મજલીસોમાં ખુદાતઆલા અને રસુલ(સ.અ.વ.)ની મુહબ્બત હોવાનાં દાવા કરતાં થાકતા નથી. એમની પોતાની જીંદગી કઈ કેટલાય હક્કો નીચે દબાયેલી છે એનો વિચાર નથી કરતા. આજે દરેક લાઈનમાં દરેક પોતાનો જ ફાયદો જુએ છે. ભલે બીજાનું નુકશાન થતુ હોય. જેથી મુહબ્બત માટે પોતાનાં પર પડેલી જવાબદારીઓ અદા કરવી અમાનતમાં શામેલ છે.

(૩) પડોશીઓ સાથે સારો વર્તાવ. આ હક્ક પણ અમાનતમાં આવી જાય છે. પરંતુ હુઝુર અકરમ(સ.અ.વ.) એ આ હુકમને અલગથી તાકીદથી બયાન ફરમાવ્યો છે. કારણ કે આપણા સમાજમાં પડોશીનાં હક્કનાં વિશે ઘણી સુસ્તી જોવા મળે છે. આજે કંઈક તબીઅત પણ એવી થઈ ગઈ છે કે આખા ગામ સાથે તો દોસ્તી છે પરંતુ પોતાનાં પડોશીથી ઝઘડો કંઈને–કંઈ જગ્યાએ ઉભો છે. પડોશી જ પડોશીનું બુરુ થવા પાછળ લાગેલો છે. સારા–સારા દીનદારો,હાજી–નમાઝી આ મામલે લાપરવાહી કરે છે આ વસ્તુ સારી નથી. તકલીફ પહોંચાડનારી છે. એક–બીજાની જરૂરતનો ખ્યાલ

રાખવો દુઃખમાં ભાગ લેવો એનાં સારા દીનદાર લોકોની રીત જ છે. પોતાનાં અંદર માફ કરવાનો જઝબો પેદા કરીને ખરા અર્થમાં દીનદાર બનીએ.

માલુમ પડયું આ ત્રણ વસ્તુ સચ્ચાઈ, અમાનતદારી અને પડોશી સાથે સારો સબંધ હશે તો જ દીનદાર ગણાશે. આનાથી વિરુધ્ધ ચાલશે અને સાથે ઈબાદતનાં પાબંદ હશે છતાં તે દીનદાર કહેવાના લાયક નથી.

દીનદારી માટે દુનિયામાં તકલીફ જરૂર પડશે,પરંતુ આપણે હદીષે નબવી સામે રાખીએ કે દુનિયાતો મોમિન માટે કેદખાનું છે અને કાફિરો માટે જન્નત છે. એજ કારણે જેવી દીનદારી હશે તે પ્રમાણે મુસીબતો અને તકલીફો જરૂર આવશે. પરંતુ દીનદાર મુસલમાન એ મુસીબતોમાં આનંદ અને નેઅમત મેળવે છે.

હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી(રહ.) નો જયારે પણ કોઈ દિવસ મુસીબતથી ખાલી જતો અને તકલીફ ન પડતી તો રડતા હતા. અને ફરમાવતા કે આજે અમારો મહબુબ અમારાથી નારાજ છે. પરંતુ સબર કરવા વાળાઓ માટે બેહિસાબ અજરનો વાયદો ફરમાવ્યો છે.

**ઇન્નમા યુવફફસ્સાબિરૂન બિગયરિ હિસાબ**

પોતાની ખ્વાહિશોને તેનાં તાબે કરીશું, પોતાને અલ્લાહનાં હવાલે કરીશું તો અલ્લાહ પોતાનો ફજલ ફરમાવીને ન દુનિયામાં ગમગીન કરશે ન બીજા ભયોમાં ખાનશે. જે કારણે જ પછી દુનિયા છુટવાનો રંજ(ગમ) ન રહેશે. ન અલ્લાહ વગર દિલમાં કોઈનો ડર રહેશે અને આજ દૌલત છે. જેનાથી વધીને દુનિયામાં અને આખિરતમાં કોઈ નેઅમત નથી.

હુઝુર(સ.અ.વ.) એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહનાં નજદીક બધાથી સારો સાથી તે છે જે પોતાનાં સાથીની નજરમાં સારો હોય. અને અલ્લાહની નજરમાં બધાથી સારો પડોશી તે જે પોતાનાં પડોશીની નજરમાં સારો હોય. આ હદીષમાં દીનદારીનો અંદાજ બતાવી દીધો કે માણસનું પોતાનાં બેસવા ઉઠવા વાળાની નજરમાં સારુ હોવું આ વાતની દલીલ છે. તેને અખલાકની દૌલત મળી ગઈ છે. જે દીનદારી માટે જરૂરી છે. પછી તેને માનવતાનો દર્દ આપવામાં આવે છે. ભાઈઓ આપણે ગફલતને ઘણી અજમાવી,ના નાફરમાનીની કડવાહટ અપનાવી ગુનાહ અને નહુસનતા

ફળો સારી રીતે પોતાનાં ઝોલામાં ભરી લીધા. આપણે જોઈ લીધુ કે એક અલ્લાહની નાફરમાનીથી પુરી દુનિયાની બગાવત આપણે વેઠવી પડી. આપણે એકથી રૂઠીને પુરી દુનિયા આપણાથી રૂઠી ગઈ. હવે તો માની લઈએ અને પાછા ફરીએ,ગુનાહોને અજમાવી ચુકયા હવે તકવો અને દીનદારીની જીંદગીને પણ અજમાવી લઈએ. નાફરમાની આપનાવી ચુકયા હવે ઈતાઅતનો સ્વાદ માણી લઈએ. ગૈરોથી રિશ્તો જોડવાનો અનુભવ કરી લીધો હવે એકથી જોડવાનો સ્વાદ જોઈ લઈએ.

જેનાથી નીકળીને અપમાન અને બદનામી વગર કંઈ હાથ ન આવ્યુ. હવે અમલનો સફર શરૂ કરીને પુરી શકિત સાથે અલ્લાહ સામે ઝુકી જઈએ. તે ઘણો મહેરબાનીવાળો છે. કયામતનાં દિવસે જીંદગીની એકએક સેકન્ડ આપણી સામે હશે. જે સેકન્ડમાં ખુદા યાદ નહીં કર્યો હોય તેનાં ઉપર અફસોસ થશે તો આપણી તો સેકન્ડ શું મહીના પણ શુ ? વરસોનાં વરસ ગફલતમાં ચાલ્યા ગયા છે. પણ એના જવાબ માટે આપણી શું તૈયારી રહેશે ? અલ્લાહ આપણી હિફાઝત ફરમાવે. (આમીન)

હઝરત ઉસ્માન બિન મજઉન(રદી.) ફરમાવે છે કે હુઝુર(સ.અ.વ.) થી મને ઘણી મુહબ્બત હતી. અને એ શરમમાં જ હું મુસલમાન થયો હતો. પરંતુ ઈસ્લામ મારા દિલમાં ઉતર્યુ ન હતુ. એક વખત હું હુઝુર(સ.અ.વ.) ની પાસે બેઠેલો હતો. અને વાતો કરી રહ્યો હતો. એટલામાં હુઝુર(સ.અ.વ.) બીજી તરફ ધ્યાન દેવા લાગ્યા. જાણે કોઈથી વાતો કરી રહ્યા છે.

ફરી મારા તરફ ધ્યાન આપીને ફરમાવવા લાગ્યા કે હઝરત જીબ્રઈલ(અલ.) આવ્યા હતા. અને આ આયત :

**ઇન્નલ્લાહ યઅ્મુરુ બિલ્અદલિ (છેલ્લે સુધી)**

ઉતરી. મને આ આયતથી ઘણી ખુશી થઈ અને ઈસ્લામ મારા દિલમાં મજબુત થઈ ગયો. ત્યાંથી ઉઠીને કાકા અબુતાલિબ પાસે આવ્યો. એમનાથી જઈને કહ્યું કે હું તમારા ભત્રીજા પાસે હતો. તે વખતે આ આયત નાઝિલ થઈ. તો અબુતાલિબ કહેવા લાગ્યા (હાલાંકે તે મુસલમાન ન હતા) કે મહંમદ (સ.અ.વ.)ની પેરવી કરો. કામિયાબી સુધી પહોંચી જશો. ખુદાની કસમ તે પોતાની નબુવ્વતનાં દાવામાં સાચા હોય કે જુઠા પરંતુ તમોને તો

સારી આદતોની શિખામણ અને શોભે તેવા અખલાક શીખવાડે છે.

આ એવા માણસની શીખામણ છે જે પોતે મુસલમાન નથી પરંતુ કબૂલાત કરે છે. નબુવ્વત સારી હોય કે જુઠી પરંતુ ઈસ્લામની તાલીમ સારામાં સારી શિખામણ છે. પરંતુ અફસોસ આજે આપણે વર્તણૂક એકદમ નીચેનાં સ્તરે પહોંચી ચુકયા છે. જેનું મુખ્ય કારણ આપણે દીનને ચાર દીવારીમાં બંધ કરી દીધો છે. જેનું અનુકરણ બહાર નથી કરતા. નમાઝનો મકસદ જ એ છે કે નમાઝથી ચોવીસ કલાકની જીંદગી નમાઝની રીત ઉપર આવી જાય.

હુઝુર(સ.અ.વ.) નો ઈરશાદ છે કે જયારે લોકો જ્ઞાનને દેખાડે અને અમલને ફેંકી દે અને જબાનોથી તો મુહબ્બત કરે અને દિલોમાં મેલ રાખે અને સબંધો તોડવા લાગે ત્યારે અલ્લાહ તઆલા એમને પોતાની રહમતથી દુર કરી દે છે. અને આંધળા બહેરા કરી દે છે. આપણે અસલ મંજીલ કબર હશર સામે રાખતા નથી. જે કારણે જ તેનાંથી બેપરવાહ થઈ ગયા છે.

હઝરત અબુ દરદાઅ(રદી.) પોતાની ઔરતથી કહી રહ્યા હતા કે આપણે બધાતો આખિરતની ઘાટીથી એવા બેફિકર થઈ ગયા જાણે તે ઘાટી ફકત સહાબાએ કિરામ(રદી.)નાં રસ્તામાં જ આવવાની હોય અને આપણે વિમાનમાં સવાર થઈને ઉડીને તેનાં ઉપરથી પસાર થઈ જઈશું. આપણે પોતાની જાનો પર કેટલો જુલમ કરી રાખ્યો છે કે ભુલથી પણ તે ઘાટીનો ખ્યાલ નથી કરતા.

આજે કોઈને પણ અલ્લાહનાં અજાબનો ડર જ નથી. દરેક બેફિકર છે. રાત–દિવસ શરીઅત વિરૂધ્ધ કામોમાં મસ્ત રહે છે. અને મુર્ખાઈ એ કે અલ્લાહનાં કરમ પર ભરોસો છે. તેનાંથી ઉમ્મીદ છે માફીનું યકીન છે. જાણે કે અમ્બિયા(અલ.) અને સહાબાએ કિરામ(રદી.) અને બુઝુર્ગાને દીન માંથી કોઈને તેની રહમતથી ઉમ્મીદ જ ન હતી કે જે આટલી બધી મુસીબતો તકલીફો ઉઠાવતા હતા. ગુનાહો પર કાયમ ટકી રહીને માફીની ઉમ્મીદ મુર્ખાઈ છે. આખિરત રોજેરોજ આપણી નજીક થઈ રહી છે. જેથી આપણે દુનિયાની ઔલાદ ન બનતાં આખિરતની ઔલાદ બનીએ. કારણ કે આજે અમલનો દિવસ છે તો કાલે હિસાબનો દિવસ છે. આજે અમલ છે હિસાબ નથી. અને કાલે હિસાબ છે અમલ નથી.

ખાસ કરીને બીજાને લગતા હક્કો પર ધ્યાન આપવાની જરૂરત છે. કયામત ની ત્રણ કચેરીઓ માંથી એક કચેરી હક્કોની હશે. જેમાં દરેક હક્કવાળાનો હક આપવામાં આવશે. આજ તે વસ્તુ છે જે દીનદારી માટે જરૂરી છે. અલ્લાહ પોતાનાં હક્કો તો ચાહે તો માફ કરી દેશે પરંતુ બીજાનાં હક્કો જેને અદા કર્યા વગર ખરી દીનદારી મળતી નથી. તે ત્યાં ચુકતે કરવા પડશે. જેની વિગત આપણે આગળ જાણી ચુકયા છીએ.

ખરો ઈસ્લામ જ આ છે કે પોતાની મતલબ,ખ્વાહિશથી બિલકુલ ખાલી દિમાગ થઈને આ વાતની ફિકર કરે. અલ્લાહતઆલા ની ખુશ્નુદી શામાં છે ? એનું ફરમાન મારા માટે શું છે ? પોતે એક ફરમાબરદાર ગુલામનાં જેમ જ રહે. તે કઈ બાજુ જવાનો અને કયા કામનો હુકમ આપે છે અને તે કામને કેવી રીતે કરવું જેનાંથી તે કબુલ થાય અને મારો માલિક રાજી થાય આનું નામ ખરી બંદગી અને દીનદારી છે.

આજે ઈસ્લામનું નામ લેવાવાળા લાખો મુસલમાન આ હકીકતથી બેભાન છે. અને ધર્મ તથા દીનદારીની ઓટમાં પોતાનો ઉલ્લુ સીધો કરવા ચાહે છે.

હઝરત ઈબ્રાહીમ(અલ.) એ પોતાની ઔલાદને વસિય્યત કરી હતી કે પોતાનાં જીવનમાં ઈસ્લામ અને ઈસ્લામી તાલીમ પર મજબુતીથી અમલ કરતા રહે જેથી અલ્લાહતઆલા તમારી મૌત પણ ઈસ્લામ પર જ આપે. અને હદીષમાં પણ આવે છે કે માણસ પોતાની જીંદગીમાં જેવી હાલતનો પાબંદ રહેશે તેવીજ હાલત પર મૌત આવશે.

ઈસ્લામનો અર્થ જ આ થાય છે કે પોતાને અલ્લાહની સામે સોપી દે અને સુન્નત પ્રમાણે અમલને સહીહ કરે.

કુર્આન શરીફ અને હદીષોમાં કામિયાબીના જે વાયદા દુનિયા અને આખિરતમાં મુસલમાનો માટે કરવામાં આવ્યા છે. તે બધા ફકત મુસલમાની દાવા પર નથી આપ્યા. જયાં સુધી બધા ઈરાદા અલ્લાહ અને રસુલનાં તાબે ન કરી દે અને એમનાં બતલાવેલા તરીકા પર નેક અમલનાં પાબંદ ન થઈ જાય.

આજે પુરી દુનિયાનાં મુસલમાનો જાતજાતની મુસીબતો તકલીફોનાં શિકાર છે. આમાં અમુક નાદાન આ ખ્યાલ લાવે છે કે આનુ કારણ ઈસ્લામ

છે. પરંતુ આ વાત ખોટી છે. ખરુ કારણ તકલીફોનું ઈસ્લામને છોડવું છે. કે આપણે ઈસ્લામનું ફકત નામજ બાકી રાખ્યું છે. ના ઈસ્લામી માન્યાતાઓ આપણી અંદર છે ન ઈસ્લામી અખ્લાક ન તો આમાલ, જાણે કે :

**वज़अमें हम हे नसारा तमद्दुनमे हनूद**

તો પછી આપણો શો હક છે કે ઈસ્લામ અને મુસલમાન માટે કરવામાં આવેલા વાયદા અને ઈનામોની રાહ જોઈએ. ખુલાસો એ કે ઈમાન અને નેક અમલને સંપૂર્ણ અપનાવીને જ નતીજા પર પહોંચી શકાશે.

આજે બેદીનીનું એક કારણ અને દીનદારીને નડતરરૂપ આ છે કે માં–બાપ પોતે દીનથી વાકેફ અને દીનદાર હોય છે. પરંતુ આ ફિકર નથી કરતા. આપણી ઔલાદ પણ દીનદાર બનીને કાયમી રાહતની મુસ્તહિક બને જયાં સુધી ઔલાદ કુટુંબવાળા અને અમલી પ્રોગ્રામમાં સાથે અને સરખા નહીં હોય તો માં–બાપની તાલીમ તબલીગ બીજાઓ પર એટલો અસર નહીં કરે જેટલો બંનેનાં અમલથી કરશે.

માણસ પોતાનાં છોકરાને ગરમી–તડકાથી બચવાનાં તો બધાજ ઉપાય કરે છે. પરંતુ હંમેશાની આગ અને અઝાબથી બચાવવા કોઈજ ધ્યાન નથી દેતો. ઔલાદ સાથે સારી અસલી ભલાઈ આ છે કે ખરાબ અમલો અને ખરાબ આદતોથી બચાવવાની કોશીષ કરે નહીં તો પોતે દીનદાર હોવા છતાં બીજાની લાનતાન તેમજ દીનદાર હોવા છતાં અલ્લાહની પકડમાં આવી શકે છે.

રસુલ(સ.અ.વ.) બધી જ દુનિયાનાં રસુલ અને કયામત સુધી આવનાર પેઢીઓના પયગંબર એમને પણ અલ્લાહપાકે હુકમ આપ્યો કે પોતાનાં નજીકનાં સગાઓને અલ્લાહનાં અઝાબથી ડરાવો. બીજી એક જગ્યાએ ફરમાવ્યું કે એ ઈમાનવાળાઓ પોતાને અને પોતાનાં ઘરવાળાને મોટી આગથી બચાવો. ત્રીજી એક જગ્યાએ હુકમ આપ્યો છે પોતે પોતાની ઔલાદને નમાઝનો હુકમ આપો અને પોતે પણ પાબંદ રહો. અને આપ(સ.અ.વ.)એ આ વાત પર અમલ કર્યો.

દીનની દરેક ક્ષેત્ર પર નજર એની સુધારવાની ફિકર,ઉમ્મતને જરૂરતનો ખ્યાલ આ કારણે ઈસ્લામની પ્રગતિ તથા બોલબાલા હજારો વર્ષ સુધી રહી. મુસલમાનોથી વધારે ગૈરમુસ્લિમો નવાઈ પામતા હતા કે

ઈકરાર પણ કરતા હતા. અત્યારે મુસલમાનો પર લગાતાર ફિત્નાઓનું તોફાન બધાજ પાસાઓમાં જેમકે ઈલ્મમાં,અમલમાં, અખલાકમા, સમાજમાં,રાજકારણમાં,આર્થિક યુધ્ધમાં, સર્વવ્યાપી છે.

અત્યાર સુધી ઘણી કોશીષો સુધારણા બાબતે કરવામાં આવી. પરંતુ બધી નાકામ રહી. કારણ કે આપણી નજર બીમારીની તરફ નથી જતી. અને તેને દુર કરવાની સારી ફિકર નથી કરવામાં આવતી.

મુસલમાન કૌમની બુનિયાદ જ દીન–ઈમાન પર છે. જીંદગી કુર્આની હુકમો પુરા કરવા પર આધારિત છે. કામિયાબી અલ્લાહની મહેરબાની પર છે નતો તાકાતનાં જોરે નતો બહુમતી પર છે,ન સામાન પર છે.

જેથી ભાઈઓ મુસ્લિમ સમાજે ઈસ્લામી નિયમોનું પાલન કરવું પડશે. ઈસ્લામી પ્રણાલીકા જીવતી રાખવી પડશે. સમાજનાં ખોટા રિવાજો,ખોટા ખર્ચાઓને તિલાંજલી આપવી પડશે. અલ્લાહ અને રસુલ(સ.અ.વ.)નાં હુકમો અમલમાં મુકવા પડશે.

અત્યારે આપણો સમાજ ખાસ કરીને દીનદાર તબક્કા પર સગાવાલાનાં હક્કો અને ફરજો પ્રત્યે આંખ આડા કાન કરી રહ્યા છે. મીરાસ,વારસા,નિકાહ,શાદી, તલાક જેવી બાબતોમાં ઈસ્લામી કાયદા–કાનુન અપનાવવા પડશે. અત્યારે પણ ઈસ્લામી રિવાજો, દહેજ જેવી બદીઓનો વ્યાપ મુસ્લીમ સમાજમાં વધી રહ્યો છે. આ મુર્ખામીઓ ત્યજવી પડશે. જયારે આવું કરીશું ત્યારે જ ખરી દીનદારી આપણામાં આવેલી ગણાશે. આજે આપણે મુસલમાન ભાઈ પ્રત્યે લેવાદેવા વગરની નફરત રાખીએ છે. તેને નીચો દેખાડવો એજ આપણુ કામ છે. આ ઘણો મોટો ગુનોહ છે.

ખ્વાજા કુતુબુદીન બખ્તિયાર કાકી(રહ.) ફરમાવે છે કે તમારા ગુનાહો તમને જલીલ નથી કરતા તેનાં કરતા વધારે તમારા કોઈ મુસલમાન ભાઈને જલીલ સમજો તો આ વસ્તુ તમને વધારે જલીલ બનાવશે. મુસલમાન ભાઈને નુકશાન પહોંચાડવાનો ગુનોહ તમારા બીજા ગુનાહો કરતાં વધારે ભારે છે.

આ બીમારી દીનદારોમાં પણ ઘણી જોવા મળે છે. અરે સાચુ કહો તો

મસ્જીદમાં બેસીને પણ મુસલમાન ભાઈને નીચે પાડવાનો પ્લાન બનાવે છે. પછી દીનદારી કયાંથી આવવાની. મુકદ્દરની રોજી મળવાની જ છે. જેમાં સબર દાખવો કે લાલચ, સબરમાં રોજી ઈઝઝતથી મળશે અને લાલચમા ઈઝઝત વગર મળશે.

આપણે માનીએ છીએ કે અલ્લાહપાક બધુ જુએ છે. આ વાત પર આપણું ઈમાન હોય તો પછી એકાંતમાં પણ ગુનાહો કરવાની હિંમત કેવી રીતે થઈ શકે છે. આપણે લોકોની સામે તો નેક હોવાનો, દીનદાર હોવાનો રોલ કરીએ છીએ અને એકાંતમાં બેશરમ થઈ જઈએ છીએ.

મૌત આપણી પાછળ જ છે. એક દિવસ આવશે જયારે મૌતરૂપી પુલ પરથી પસાર થવાનું છે. જેનાથી કોઈ બચવાનું નથી તો પછી અકલમંદી એજ કહેવાય કે મૌતને યાદ રાખીએ પોતે પણ ગુનાહોથી રોકાઈએ અને બીજાને પણ ખોટા કામો કરવાથી અટકાવીએ અલ્લાહપાક આપણા ગુનાહો માફ કરવામાં ઉદારતા દાખવશે.

**જોભી અલ્લાહકો પહેચાનતા હૈ. વહદહુ લા–શરીક માનતા હૈ.**
**કામિલ ઈમાનકા નિશાન હૈ વો જો હુકુકુલ ઈબાદ જાનતા હૈ.**

**વો જમાનેમે મુઅઝઝ થે મુસલમાં હોકર**
**ઔર હમ ખ્વાર હુએ તારીકે કુર્આ હોકર**

**રસ્તા ખુદા રસુલકા બતલાએ જાતે હૈ**
**માનો ન માનો હમ તુમ્હેં સમજાએ જાતે હૈ.**

કયામતનાં દીલો ફાડી નાખનારા મંજરમાં જુલ્મનો બદલો તો લેવામાં આવશે જ ત્યાં રૂપિયા–પૈસા કામ ન લાગશે. બલ્કે બદલો નેકીઓથી આપવામાં આવશે.

નબીએ કરીમ(સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો છે. જેનું વર્ણન " ઈબ્ને માજા "માં છે કે હઝરત જાબીર(રદી.) ફરમાવે છે કે જયારે અમુક સહાબા(રદી.) હબશાથી હિઝરત કરીને મદીના મુનવ્વરા તશ્રીફ લાવ્યા તો એક દિવસે હુઝુર (સ.અ.વ.)એ પુછયુ કે બતાવો હબશાની જમીનમાં તમોએ નવાઈની વાત શું જોઈ ? તો અમુક નૌજુવાન ઉભા થયા અને

એમણે કિસ્સો સંભળાવ્યો કે અમે એક વખતે હબશામાં સડકના કિનારે બેઠા હતા કે અમારી પાસેથી એક ડોસી પસાર થઈ જેના માથા પર એક માટલું હતું, મહોલ્લાનાં અમુક શરીર છોકરાઓ તેની પાછળ લાગી ગયા અને તે ડોસીને જોરથી ધક્કો માર્યો તે બીચારી પડી ગઈ અને માટલું ફુટી ગયું તો એણે શરીર છોકરાઓથી કહ્યુ '' એ બદતમીજો યાદ રાખો જયારે અલ્લાહ તઆલા કુર્સી મુકીને પહેલેથી છેલ્લે સુધીના લોકોને ભેગા કરીને ફરમાવશે અને માણસના હાથ–પગ પોતાના કાળા કરતુતો પોતે જ બયાન કરશે. તે દિવસે જોઈ લેજો કે મારો અને તમારો મામલો અલ્લાહ તઆલા સામે કેવો થશે ? આ સાંભળીને હુઝુર(સ.અ.વ.) એ ફરમાવ્યું કે '' તેણે સાચુ કહ્યુ–તેણે સાચુ કહ્યુ તે ઉમ્મત કેવી રીતે ઈઝઝતવાળી થઈ શકે છે. જે પોતાના કમજોરોના માટે તાકાતવાળા થી પકડ ન કરે.

જાણવું જોઈએ કે જુલ્મનાં પ્રકારો ઘણાં છે, જુલ્મની વ્યાખ્યા એ છે કે કોઈ વસ્તુને તેની અસલ જગ્યાએ ન મુકવી. અસલ જગ્યા છોડીને બીજી જગ્યાએ વાપરવી. આમપણ જુલ્મ કરવાવાળાને અલ્લાહ તઆલા પસંદ નથી કરતા.

આપણે દીનદારીનાં વેશમાં ઈબાદતની પાબંદીથી બીજી જુલ્મની સુરતો ભુલી બેઠા છે છતાં પોતાને દીનદાર અને સારા ગણીએ છીએ.

## જુલ્મનાં પ્રકારો

☆ અલ્લાહનાં જેટલા પણ હુકમો છે તે ભલે પછી તે કરવાના હોય કે ન કરવાના હોય જેમકે નમાઝ પઢવી અને વ્યાજ ન ખાવુ. આ કામોને વિરૂધ્ધ કરવાને જુલ્મ ગણાશે.

☆ મુસલમાન ભાઈનો એહતેરામ કરવો જરૂરી છે. પરંતુ પોતાની ન માનવા ખાતર તેની ઈઝઝત લૂંટવી જુલ્મ કહેવાશે.

☆ બાપની મિલકતમાં બહેનનો પુરો હક છે. એ ન આપવો જુલ્મ ગણાશે.

☆ મુસલમાન તો બીજાની ભલાઈ માટે પેદા થયો છે હવે એ ભલાઈની જગ્યાએ તકલીફો આપે આ પણ જુલ્મ કહેવાશે.

☆ મસ્જીદની મુતરડીઓ, કુલરનું ઠંડુપાણી વગેરે મુસલ્લીઓના સહુલત માટે હોય છે. પરંતુ બેનમાઝીએ વાપરવું જુલ્મ કહેવાશે.

☆ આપણા ઘરોમાં વીજળી છે, તેના બળતર માટે મીટરો મુકેલા છે તેને બંધ કરી ચોરી કરવી એ પણ જુલ્મ છે પછી આવી લાઈટથી સગડી પર ખાવા પકાવવું, અસ્ત્રીથી કપડા પ્રેસ કરવા, ઈબાદતો કરવી, આવી લાઈટના ઉજાસમા કુર્આન શરીફ પઢવુ એ કેટલું હિતાવહ ગણાશે આટલી હરામકારી છતાં આપણી ગણત્રી દીનદારોમા ?

☆ જુલ્મથી અલ્લાહનો અર્શ જુમી ઉઠે છે, પોતાના ગામમાં વોટરવર્કસ હોય વગર મંજુરીથી પાણી કનેકશન લેવા, એકના બદલે ડબલ કરવા ખરેખર જુલ્મ છે. તેમ છતાં આપણે સમાજમાં સારા કહેડાવવું છે અને બીજાની બુરાઈ કરવી છે.

☆ અલ્લાહપાકે આપણને નેઅમતો આપી આંખ,કાન,નાક,હાથ,માલ–દૌલત વગેરે આ વસ્તુઓ તેના હુકમના વિરૂધ્ધ જુલ્મ કહેવાશે.

☆ આપણાથી કોઈને ફાયદો ન પહોંચતો હોય તો આટલુ જરૂર કરીએ કે કોઈને નુકશાન ન પહોચાડીએ.

રસુલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે અલ્લાહ તઆલા જેવી રીતે રોજી વહેચેં છે તેવી રીતે અખ્લાક પણ વહેચેં છે. અલ્લાહ તઆલા દુનિયા તેને પણ આપે છે, જેનાથી મહોબ્બત હોય. તે જાતની કસમ જેના કબ્જામાં મારો જીવ છે. બંદો મુસલમાન નથી જયા સુધી તેનું દિલ અને જબાન મુસલમાન ન બની જાય.

ભાઈઓ આજે અફસોસની વાત છે કે ઈસ્લામની બુલંદી માટે જે કામો જરૂરી હતા તે જ ગાયબ થઈ ગયા છે. અને જે થઈ રહ્યા છે તે ફકત રસમ આદત મુજબ થઈ રહ્યા છે. જેના કારણે તેના ફાયદા અને ફળો જોવા નથી મળતા, અને જયારે પણ કોઈ વસ્તુની હકીકત ગાયબ થઈ જાય ત્યારે તેની અસર પણ જતી રહે છે. ઈબાદતોની અસલ અને અઝમત દિલોથી નીકળી જાય અને ખાલી સુરતો બાકી રહે તો તે આદતો ગણાય છે. અને આવી વાતો કયામત નજીક હોવાની નિશાની છે.

ભાઈઓ આટલી વાત તો આપણે બધાજ જાણીએ છીએ કે ઈસ્લામ કોઈ જાત અને કૌમ બીરાદરીનું નામ નથી. ઈસ્લામમાં પેદા થનારો દરેક માણસ આપોઆપ મુસલમાન બની જાય છે. અને એને મુસલમાન બનવા

માટે કંઈ કરવુ નથી પડતુ. જેમ કે શેખ અથવા સૈયદ કુટુંબમા પેદા થવાવાળો પોતે જ શેખ અથવા તો સૈયદ બની જાય છે તેના માટે કંઈ કરવુ પડતું નથી.

ઈસ્લામ તો નામ છે તે દીનનું અને તેના તરીકા પર જીંદગી ગુજારવાનું જે અલ્લાહ તરફથી રસુલ(સ.અ.વ.) લાવ્યા છે અને જે કુર્આન શરીફ અને હદીષોમા બતાવવામાં આવ્યુ. એટલે જે કોઈ પણ દીન અપનાવે એના તરીકા ઉપર ચાલે  તેજ ખરો મુસલમાન તેમજ દીનદાર ગણવાના લાયક છે. અને જે લોકો ન તો દીન પર ચાલે ન તરીકા પર ચાલે તે નતો ખરા અર્થમાં મુસલમાન છે ન તો દીનદાર કહેવાના લાયક છે.

માલુમ પડયુ કે ખરા મુસલમાન બનવા માટે અને દીનદાર બનવા માટે બે વાતો જરૂરી છે. એકતો જરૂરી અને બુનિયાદની વાતોની જાણકારી મેળવે અને બીજુ તેને માનીને તે પ્રમાણે અમલ કરવાનો નિર્ણય કરે. આનુ જ નામ છે દીનદારી.

રસુલ(સ.અ.વ.)એ ઉમ્મતને દીનદાર બનાવવા માટે રાત–દિવસ એક કર્યા, જેમાં મુસીબતો પણ ઘણી વેઠવી પડી, આપના મુબારક દાંત પણ શહીદ થઈ ગયા છતાં એક જ દુઆ અલ્લાહ મારી કૌમને હીદાયત આપ. રાત–દિવસ હુઝુર(સ.અ.વ.) ને એજ ચિંતા રહેતી કે ઉમ્મત ખરા અર્થમાં ઉમ્મત બની જાય. ઉમ્મે સલ્મા(રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ(સ.અ.વ.) રડી રહ્યા હતા આંખોથી આસું વહી રહ્યા હતા. મે પુછયુ કે એ અલ્લાહના રસુલ(સ.અ.વ.) તમારા તો સર્વે આગલા–પાછલા ગુનાહો માફ કરી દેવામાં આવ્યા છે પછી શા માટે તમે રડો છો ! પ્યારા રસુલ(સ.અ.વ.)એ જવાબ આપ્યો કે ઉમ્મતની ચીંતામાં રડી રહ્યો છુ કે મારા મરણ પછી ઉમ્મતનું શું થશે ? ફિકર એ હતી કે  શું મારી ઉમ્મત મારા પછી મારી સુન્નતો અને મારા તરીકાઓને છોડી મુકશે ?

રસુલુલ્લાહ(સ.અ.વ.) ની કબર મુબારક થી જે સહાબી(રદી.) સૌથી છેલ્લા નીકળ્યા હતા તે ફરમાવે છે કે મે જોયુ કે પ્યારા નબી(સ.અ.વ.) ના હોઠ મુબારક હરકત કરી રહ્યા છે. હુ મારો કાન રસુલ(સ.અ.વ.) ના મુબારક હોઠ સુધી લઈ ગયો તો મે સાંભળ્યુ કે નબી(સ.અ.વ.) ફરમાવી રહ્યા હતા કે “ રબ્બી ઉમ્મતી ઉમ્મતી. વિચાર

કરો ઉમ્મતનાં નિગેહબાન ને કેટલી ફિકર હતી કે આ ઉમ્મત કયામત સુધી ઉમ્મત બનીને જ રહે અને ભટકી ન જાય.

પરંતુ હાય અફસોસ કે આજે આપણે કોના ઉમ્મતી છે તે ભૂલી બેઠા અને ઉમ્મતી હોવા માટે કેવા ગુણો હોવા જોઈએ તે પણ ભુલી ગયા જેના કારણે આજે ઉમ્મતે મુહંમદી હોવા છતાં નામના ઉમ્મતી છે. તેમજ દીનદારોમાં ગણત્રી હોવા છતાં દીનદાર નથી.

આજે દીની મિઝાજ એટલી હદે બગડી ગયો છે કે લોકો દીનથી દુર અને રીવાજોના પાબંદ તેમજ બિદઅતોના કામમાં મશ્ગુલ થઈ ફુઝુલ ખર્ચા કરી દીન દુન્યા બંનેવ બગાડી રહ્યા છે.

આગળ આપણે જાણ્યું કે ઈસ્લામનો અર્થ એટલે અલ્લાહ તઆલાના દરેક હુકમમાં પૂરેપુરી ફરમાબરદારી કરવી. દરેક હુકમને માની લેવો અને પોતાનું બધુ જ પૈદા કરનારને સોંપી દેવુ અને પોતે પણ તેના થઈ જવું. અહિયા સુધી કે પોતાની દરેક ઉમ્મીદ ઈચ્છા,આરામ,ખુશી–ગમ તેની મરજી પર કુરબાન કરવી. દરેક દુઃખ અને મુસીબતમાં તેની મરજી ઉપર રાજી રહેવું.

આ વસ્તુ હશે તો તે છે મુસલમાની અને દીનદારી અને ઈસ્લામ જેની કુર્આન શરીફમાં આ જાહેરાત કરી છે કે " બેશક સાચો ધર્મ તો અલ્લાહના નજદીક માત્ર ઈસ્લામ જ છે. "

હઝરત ખલીલુલ્લાહ(અલ.) ની યાદગાર કુર્બાનીના બનાવને ધ્યાન પૂર્વક વિચાર કરવાથી ઈસ્લામ અને મુસલમાનીનો ખરો અર્થ સમજાય છે અને એ માટે જ ઈસ્લામે આ મહાન મકસદને નજર સમક્ષ રાખીને હઝરત ઈબ્રાહીમ(અલ.)ને માનનાર ઉમ્મતે મુસ્લીમા હવે દર વર્ષે આ પવિત્ર કુરબાનીને યાદ રાખે એવો હુકમ આપ્યો. તેથી ઉમ્મતે મુહંમદી(સ.અ.વ.) ના મુસલમાનો ના દિલોમા ઈસ્લામી ફરમાબરદારીનો ખરો જોશ પેદા થાય અને મુસલમાન ખરા અર્થમાં મુસલમાન બને.

મુસલમાનોએ ઈદ અને કુર્બાનીના દિવસોમા દુનિયાની સામે ઈસ્લામનો સાચો નકશો રજુ કરવો. હરવુ–ફરવું,ખાવા–પીવાની ધૂમધામને બદલે ફરમાબરદારી ઈબાદત,નેકી,હમદર્દી,ભાઈચારો,દયા,મહોબ્બત પેદા કરવાની કોશીષ કરવી. બજાર,હોટલો,સિનેમા,કલબોમાં જવાના બદલે આ

દિવસોમાં મસ્જીદોને આબાદ કરવી. આ છે ખરી મુસલમાની–આ છે ખરો ઈસ્લામ–આ છે ખરી દીનદારી.

આપણી દીનદારી તો જુએ એક માણસ હાજી છે. નમાઝ,રોઝા,તસ્બીહનો પાબંદ છે. તબ્લીગનું કામ જીમ્મેદારી કરે છે. પરંતુ જમીનો ગીરો લે છે અથવા ઘરો ગીરો લે છે જે વ્યાજુ ધંધો છે. યાદ રાખો જમીન કે ઘર ગીરો લઈને તેનાથી ફાયદો ઉઠાવવો શરીઅતે ઈસ્લામમાં જાઈઝ નથી. ઉલ્માઓએ એને વ્યાજ કહ્યુ છે. આજે આપણે જે લોકો ખુલ્લમખુલ્લા પૈસાની લેવડ–દેવડમાં વ્યાજુ ધંધો કરે છે તેની બુરાઈ કે ટીકા કરીએ છીએ. પરંતુ આવા છુપા રૂસ્તમ શરીઅતની આડમા દીન તબ્લીગને બદનામ કરનારાની ટીકા નથી કરતા એ અફસોસની વાત છે.

યાદ રાખો ગીરો જમીનની પાક ખાવી હરામ છે. મકાનનું ભાડું ખાવુ હરામ છે અને કરજના દબાણમાં જે કંઈ ફાયદો ઉઠાવશો તે પણ વ્યાજમાં લખાશે. અહી સુધીકે ગીરો મુકનારો એમ કહેકે આ જમીન તમે ખેડતા રહો અને પાક ખાયા કરજો. તો પણ આ મામલો દુરૂસ્ત નથી. જેથી મુસલમાન હોય તો આવા મામલાથી અને લેન–દેનથી ઘણુજ બચવું જોઈએ. જેથી આપણે ખરા અર્થમાં દીનદાર બનીએ અને ખરા અર્થમાં દીનદારી જાહેર થાય અને આવું જ કર્યા કરીશુ તો આજે નહી તો કાલે ખબર પડી જશે કે આપણી સવારી કોના ઉપર કરી હતી. ઘોડા પર કે ગધેડા પર હતા. અલ્લાહ આપણને ઈઝઝતની જીંદગી આપે (આમીન).

ભાઈઓ આપણે દીનને ઓળખવાની જરૂર છે અને જરૂરત છે પુરા દીન પર અમલ કરવાની. તકલીફો અને મુસીબતો તો આવશેજ પરંતુ તેમા ટકી રહેશું તો દીન–દુનિયા બંનેવમાં છુટકારો મળશે.

હઝરત ઉમર(રદી.) ફરમાવે છે કે હુઝુર(સ.અ.વ.)એ ફરમાવ્યું કે દીનના મામલામા મુશ્કીલો તો આવશે પરંતુ તેનાથી ત્રણ પ્રકારના લોકો હિફાઝતમાં રહે છે. એક તે માણસ જેણે અલ્લાહના દીનને બરાબર ઓળખ્યો અને પછી તેના માટે દીલ,જબાન અને હાથથી જીહાદ કર્યો. આવો માણસ તો દીન પર ઉતરવાના કારણે આગળ નીકળી ગયો. બીજો તે માણસ જેણે અલ્લાહના દીનને ઓળખ્યો પછી જબાનથી માન્યુ. એટલે કે ખુલ્લુ એલાન કર્યુ. અને ત્રીજો તે માણસ જેને અલ્લાહના દીનને ઓળખ્યો

પરંતુ ચુપ રહ્યો. કોઈને સારા કામ કરતો જોયા તો તેની સાથે મોહબ્બત કરી અને કોઈને ખોટુ કામ કરતો જોયો તો દીલમાં તેની સાથે દુશ્મની રાખી. આ માણસ પોતાની મોહબબત અને દુશ્મની છાની રાખવા છતાં નજાતનો મુસ્તહિક બની જશે. આ હદીષ આમતો હુકુમતના જુલ્મના મુકાબલામા અમલના બારામાં છે. પરંતુ આપણા જમાનામાં દીનને ઓળખી ચાલીશુ તો ઈન્શાઅલ્લાહ આપણા માટે નજાતનો રસ્તો નીકળી જશે. જરૂરત છે દીન પર આવવાની અને ચાલવાની.

ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે લોકો પર એક વખત એવો આવશે કે જેમા માણસનો ઉદ્દેશ પેટ ભરવું અને ઈચ્છાઓ પુરી કરવી એજ એનો દીન હશે. આજે આપણો મકસદ ખરેખર આજ છે. દીનની આડમા પણ ખોટા કામોથી ઉદ્દેશ પેટ ભરવું અને ઈચ્છાઓ પુરી કરવી છે તો સમજો કે કયામતની નિશાની છે. આજની આપણી દીનદારીમાં કયામતની નિશાનીઓજ ટપકે છે.

જેમકે એક રિવાયતમાં કયામતની થોડીક નિશાનીઓ બતાવી છે. કયામતના નજીક ખાસખાસ લોકોનેજ સલામ કરવામા આવશે. વેપારને ફેલાવો અહિયા સુધી ફેલાઈ જશે કે મરદ–ઔરત સાથે વેપારમાં શામીલ અને મદદરૂપ હશે. સગાવાલાઓથી સબંધો તૂટતા હશે અને જુઠી સાક્ષી આમ હશે. આજે આપણી ગણત્રી દીનદારોમાં હોવા છતાં કંઈક આ નિશાનીઓ આપણાથી જ જાહેર થતી હોય તેવુ લાગે છે તો ફેંસલો પોતે જ કરવાનો છે કે હુ કેટલો દીનદાર છુ ? અને મારી દીનદારી કેટલી છે ? આપણો મકસદ દીનદારીની આડમા પેટ ભરવું ન હોવો જોઈએ કારણ કે રોજીની જવાબદારી અલ્લાહે લીધી છે. અને દરેક માટે મુકદર ફરમાવી દીધી છે. જે મળવાની જ છે પછી શા માટે આપણે હરામની માગીએ ?

ખરીવાત એ છે કે દરેક હાલમાં અલ્લાહ સામે નજર રાખવાની છે. જેનુ એલાન " સુરએ તલાક " મા આપી દીધુ કે જે માણસ અલ્લાહથી ડરે છે અલ્લાહ એના નજાતની સુરતો કાઢી આપે છે. અને એને એવી જગ્યાએથી રોજી પહોંચાડે છે જયા એનો ગુમાન પણ નથી હોતો. અને જે માણસ અલ્લાહ પર ભરોસો કરશે તો અલ્લાહ તેના માટે કાફી છે.

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે મે હુઝુર(સ.અ.વ.)થી સાંભળ્યુ

કે બેશક જો કોઈ અલ્લાહ તઆલા પર ભરોસો કરશે જેવો કરવો જોઈએ તો તમોને એવી રીતથી રોજી પહોચાડશે જેમકે પક્ષીઓને રોજી પહોચાડે છે. તે સવાર સવારમાં ભૂખ્યા પેટે નીકળે છે અને સાંજે પેટ ભરીને પાછા ફરે છે. અને આપણે જોઈએ છીએકે નાનુ છોકરુ દુન્યામાં પગ મુકતા પહેલા જ રઝઝાકે આલમ બચ્ચાની માંની છાતીમાં દૂધ ઉતારી દે છે.

" દીનદારો " દુનિયા ખતમ થઈ જવાની છે અહિયા જે કંઈ કરવુ હોય તે હલાલ અને જાઈઝ તરીકાથી કરવું જોઈએ. અને હંમેશા આપણુ ધ્યાન આખિરત તરફ રહેવું જોઈએ. દુનિયાની ફિકર કરવી અને આખિરત થી ગાફીલ રહેવુ તે દીનદારી અને મુસલમાનોનો તરીકો ન હોવો જોઈએ. કારણકે કુર્આન શરીફનું એલાન છે કે જેટલો પાક અને દુરૂસ્ત માલ ખાસો તેટલીજ નેક અમલોની તૌફીક મળશે. અને હરામ ખોરાક હરામ કામો તરફ લઈ જશે. તેમજ ઈબાદતોમાં જીવન લાગશે જેમકે રિવાયતમાં આવે છે કે જે માણસ હરામ વસ્તુ જોવાથી પોતાની નજર નીચી રાખશે તેને દિલમાં ઈમાનની મીઠાસ માલુમ પડશે. એટલે કે ઈબાદતોમાં દિલ લાગશે. માલુમ પડ્યુ કે ખોરાકનો અસર આપણા અમલો પર પડે છે. જેવી રોજી હશે તેવી અમલોની તોફીક મળશે.

ભાઈઓ આજના યુગમાં ઘણા દીની પ્રકાશનો પ્રગટ થયા છે અને આપણે વાંચીએ છીએ પણ ફકત વાંચવાથી પેટ ભરાતુ નથી. કારણકે ગમે તેટલુ વાંચન હોય અને જાણકારી હોય ભલે તે પોતાને મોટો જાણકાર સમજતો હોય પરંતુ જયાં સુધી અમલ નહી હોય ત્યા સુધી બધી જાણકારી બેકાર છે.

હદીષ અનુસાર જાણકાર અને હોશીયાર તો તે માણસ છે જે પોતાની જાતને ઓળખે અને મોત પછીની જીંદગી માટે ભાથુ તૈયાર કરે. આ નાજુક સમયમાં ફકત વાચનને વાગોળવાથી અર્થ સરવાનો નથી બલ્કે તેને ચાવીને તેના સ્વાદથી જીંદગીની દરેક ઘડીઓને અમલી સુવર્ણ જડીત બનાવવી પડશે. નહી તો જે પણ રાત–દિવસ વીતી ગયા તે આપણી વહેતી જીંદગી માથી ઓછા થઈ ગયા.

બાળક જન્મે છે તે ધીમે–ધીમે મોટુ થાય છે તો માતાના મોં માંથી શબ્દો નીકળે છે. " મારો દીકરો મોટો થઈ ગયો " પરંતુ તેને હરખાવેશમાં

ખબર પડતી નથી. મારો દીકરો મોટો નથી થયો બલ્કે આટલા દિવસો જીંદગીમાંથી ઓછા થઈ ગયા અને કબરની પાસે પહોચ્યો. આમ, જીંદગીની ઘડીઓથી આપણે બેભાન બની ગયા છે.

આજકાલ આપણામાં જેમા દીનદારો પણ શામિલ છે. બીજી કૌમોની જેમ રિવાજોની ઘણી પાબંદી છે. હાલાંકે રસુલ (સ.અ.વ.)ને જે લોકો સાચા પયગમ્બર માનતા હોય અલ્લાહનો કલિમો પઢતા હોય તે આવા રિવાજો કરી જ નથી શકતા. શાદી–ગમીના રિવાજો તે લોકો કરી શકે છે જે ઈમાનથી મહરૂમ અથવા કમજોર ઈમાનવાળા હોય કારણકે રસુલ (સ.અ.વ.) નુ ફરમાન છે કે તમારા માથી કોઈ માણસ પુરો મુસલમાન નથી બની શકતો જયા સુધી તેની ખ્વાહીશો મારા લાવેલા દીન પ્રમાણે ન થઈ જાય. શરીઅતમાં જે કામો કરવા જરૂરી છે એના બારામાં હુકમો મૌજુદ છે અને અમલ કરવા માટે પ્યારા રસુલ(સ.અ.વ.)ની ઝાતે અકદસ આપણા માટે નમૂનો છે.

હસન બસરી(રહ.) એક વખતે દરિયા કિનારે જઈ રહ્યા હતા એવામા જોયુ કે એક માણસ જેના પાસે એક ઔરત પણ હતી જેને ગ્લાસથી કશુ પીવડાવી રહ્યો હતો. હસન બસરી(રહ.)એ વિચાર્યુ કે તે માણસ સ્ત્રીને દારૂ પીવડાવી રહ્યો છે. તેમણે આ માણસને નસીહત કરવાનુ કહ્યુ અને ત્યાં પહોચ્યા તરત પેલા માણસે કહ્યું.“હસન બસરી બદગુમાની પણ ગુનો છે. આ મારી માં છે અને તેને હુ પાણી પીવડાવી રહ્યો છુ. મુસલમાન તો મુસલમાનનો ભાઈ છે. ન તેના ઉપર જુલ્મ કરે ન તેને બદનામ કરે.

એક હદીષમાં આવ્યુ છે કે બદગુમાનીથી બચો કારણકે બદગુમાની ખરેખર જુઠ છે. હુઝુર(સ.અ.વ.) એ ઈરશાદ ફરમાવ્યો છે બધામા અકલમંદ માણસ તે છે જે પોતાના નફસનો હિસાબ કર્યા કરે અને મરણ પછીની જીંદગી માટે અમલ કરે.

હુઝુર અકરમ (સ.અ.વ.)એ ફરમાવ્યુ કે મય્યત સાથે ત્રણ પ્રકારના લોકો જાય છે. જેમાંથી બે પાછા આવે છે અને એક સાથે જ રહે છે. મય્યત સાથે તેના ઘરવાળા માલ અને અમલો જાય છે. તો દોસ્તો જે આપણો સાથ નિભાવવામા છેલ્લે સુધી સાથે રહે છે તેજ વફાદાર કહેવાય અને તેનાથી સબંધ રાખવો જોઈએ. જે આપણને અસલ મંઝીલ પર પહોચાડી આપે.

રિવાયતમાં આવે છે કે જયારે કોઈ ગુનેહગાર કબરમા જાય છે તો તેની સાથે કોઈ ખરાબ શકલ સામે આવે છે. કાળા રંગની,ગંધાતી,મેલા કપડાવાળી એની સામે જ રહે છે. મુર્દુ તેને જોઈને કહેશે કે તારો ચહેરો કેટલો ખરાબ છે તે કહેશે હુ તારા ખરાબ અમલો છુ તારા અમલો આવાજ ખરાબ ગંધાતા હતા. પછી તે તેની સાથે કયામત સુધી રહેશે. કયામતમાં ફરી તે શકલ કહેશે કે ખ્વાહિશો અને લઝઝતો ની શકલમાં મે તને દુનિયામા ઉઠાવ્યો આજે મને ઉઠાવીને ચાલ અને તેને દોઝખ તરફ લઈ જશે.
જેમકે ઈરશાદે ખુદાવંદી છે :

**વહુમ યહમિલૂન અવઝારહુમ અલા ઝુહુરિહીમ**

હઝરત હુઝૈફા બીન યમાન(રદી.) ફરમાવે છે કે ઈસ્લામના આઠ સિધ્ધાંતો છે. નમાઝ,રોઝા,ઝકાત,હજ્જ,ઉમરહ,જીહાદ,અમરબિલમઅરૂફ અને નહિઅનિલ મુન્કર તેની પાસે આમાંથી એક પણ ભાગ નહી હોય તે મહરૂમ રહ્યો.

હઝરત ઈબ્ને અબ્બાસ(રદી.) ફરમાવે છે કે હુ આપ(સ.અ.વ.) સાથે સવારી ઉપર જઈ રહ્યો હતો. આ હુઝુર(સ.અ.વ.) ફરમાવ્યુ કે ઓ છોકરા અલ્લાહ પર નજર રાખ તે તારી હિફાઝત કરશે. અલ્લાહ પર નજર રાખ તેને તુ પોતાની આગળ મેળવીશ. જયારે પણ સવાલ કરે તો અલ્લાહથી કર અને જયારે પણ મદદ માગે તો અલ્લાહ પાસે માગ. જે કંઈ થવાનું છે તેને કલમ લખીને સુકાઈ ગઈ જે લોકો તને ફાયદો પહોચાડવા માંગે અને તારા મુકદરમા ન હોય તો તે કદી પણ તને ન પહોચશે. અફસોસ આજે તે વખત આવી ગયો જે ખબર પ્યારા રસૂલ (સ.અ.વ.) એ આપી હતી.

એક દિવસ હુઝુર(સ.અ.વ.) સહાબા(રદી.)ને ફરમાવી રહ્યા હતા કે તમારી શું હાલત થશે ? જયારે તમારો જવાન પાપી બની જશે. સહાબા (રદી.)પુછ્યુ કે શું એવુ પણ બનશે ? ફરમાવ્યુ કે હા, બલ્કે તેનાથી સખત થશે. પછી આપ(સ.અ.વ.) એ ફરમાવ્યુ કે તમારી શું હાલત થશે ? જયારે તમે નેકીના કામને ખરાબ અને ખરાબ કામને સારા સમજવા લાગશો. ઘરડો માણસ દાઢી મુંડાવીને નકલી જવાન બનવા નથી શરમાતો ?

અલ્લાહનું સુરએ નિસાઅમા સાફ ઐલાન છે કે કસમ છે તારા

પરવર દિગારની લોકો મુસલમાન થઈજ નથી શકતા જયાં સુધી પોતાના મામલામાં ઝઘડામા મુન્સફ ન બનાવી લે. પછી જે કંઈ આપ ફેંસલો કરે અને પોતાના દિલોમાં દિમાગમા મહસુસ ન કરે અને પુરી રીતે એને માનીલે તસ્લીમ કરીલે. યાદ રાખો લોકોની લાનતથી ગભરાયને કે બીને હક વાત છોડી દેવી તે અબુતાલીબનો તરીકો છે અને આખી દુનિયાની પરવા કર્યા વગર હકને પકડી રાખવો એ મુજાહીદે ઈસ્લામ હુઝૈફા બિન યમાન(રદી.)ની સુન્નત છે.

દીનદારી અને ઈસ્લામ તો નબી(સ.અ.વ.)ની હિદાયત અને ફરમાન પ્રમાણે અલ્લાહ તઆલાની તાબેદારી અને ફરમાબરદારીનુ નામ છે. ઈસ્લામના પાંચ રૂકનોમાંથી દરેક રૂકન પોતાની જગ્યાએ અટલ છે. તેમને તેમના કાયદા અને ઉસુલ પ્રમાણે અમલમાં લાવવા જરૂરી છે. પોતાની ખ્વાહિશ અને અકલ પ્રમાણે અમલમાં લાવવુ જાઈઝ નથી. દા.ત. કુર્બાનીના દસ રૂપિયાનું જાનવર ઝબહ કરવાની જગ્યાએ હજાર રૂપિયા ખૈરાત કરી દેવા કુર્બાનીના હુકમ પર અમલ કરવા જેવા નથી.

હઝરત ગૌસુલ આઝમ(રહ.) ફરમાવે છે કે શીર્ક ફકત મુર્તી પુજાનુ નામ જ નથી બલ્કે શીર્ક આ પણ છે તે તમો પોતાની ખ્વાહિશોની તાબેદારી કરો. દીનદારીનો તકાઝો આ છે કે કોઈ મુસીબતનો માર્યો મજબુરીના લઈ તમારાથી કોઈ વસ્તુ વેચવા આવે તો તેને જરૂરતમંદ સમજી ન દબાવો તેની વસ્તુને સસ્તામાં ન લઈલો. તેની મદદ કરો અથવા યોગ્ય કિંમતથી તે વસ્તુ ખરીદો. તમારો કર્ઝદાર ગરીબ હોય તો તેને પરેશાન ન કરો બલ્કે તે માટે સમય આપો. શૈતાન આપણો દુશ્મન છે. જે અલ્લાહે આપણને બતાવ્યુ છે તેણેજ આદમને જન્નતથી બહાર કાઢયા આજે પણ આદમની ઔલાદને જન્નતના રસ્તેથી હટાવી જહન્નમના કિનારે લઈ જવા માંગે છે. તે તો ચાહે જ છે કે પીકચર,ટીવી જોયા કરો. યતીમો અને વિધવાનો માલ ખાયા કરે.

દુનિયા સામે દીનદારીનો નકશો અને ઈસ્લામી તાલીમને ઉજાગર કરીએ જેમાં આખી દુનિયામાં માનવતાવાદી અમન,ચૈન,ન્યાયી,કમજોરોની મદદ કરનારા વગેરે વગેરે જેટલી પણ તાલીમ છે તેના ઉપર અમલ કરી સાચી દીનદારી બતાવીએ અને ઈસ્લામનુ નામ રોશન કરીએ. માણસે પોતાના માલિક મોહસિનના એહસાનો હરપલ યાદ રાખવા જોઈએ

કારણકે જયારે પણ એહસાનો યાદ આવશે તો તેને પોતાના અંદર બદલો આપવાનો શોખ પેદા થશે. જે તેને અલ્લાહની ઈબાદત અને ફરમાબરદારી પર ઉભારશે.

હઝરત જુનેદ(રહ.) ફરમાવતા હતા કે અમોને જે રાતોમા અલ્લાહ અલ્લાહ કરવામા લઝઝત મળે છે એ ખેલકુદ બેકાર કામોમાં લાગેલાઓને પણ લઝઝત નથી મળતી. જયારે અલ્લાહ અને રસુલ(સ.અ.વ.)ની મોહબ્બત ઉતરી જાય છે ત્યારે દુનિયાવાળાની કંઈ ફિકર રહેતી નથી. દીન પર ચાલવા,દીનની મહેનત કરવા સુન્નતો જીંદા કરવા બધી મુશ્કેલીઓ ઉઠાવવી પડે છે.

દીનદારી માટે તો જરૂરી છે કે કાફિરોના કામ ન કરવા યહુદિય્યત, નસ્રાનિયત જે મુસલમાનોમા આવી રહેલ છે એને એવાજ નાપસંદ કરવા જેમકે આગમાં જવુ ના પસંદ હોય છે. અલ્લાહપાકે આદેશ આપ્યો છે કે રસુલ(સ.અ.વ.) જે કંઈ પણ તમોને કરવાનો હુકમ આપે તે કરો અને જેનાથી રોકે તે ન કરો. જહાલતકારના કામો,રિવાજોથી બચીને અલ્લાહના ડર પેદા કરો નહી તો અલ્લાહપાકની સજા ઘણી સખત છે. વ–લ–અઝાબુલ આખિરતિ અકબર

પ્યારા રસુલ(સ.અ.વ.)ને આપણી સાથે કેટલી મોહબ્બત અને દોઝખથી બચાવવાની કેટલી ફીકર છે. રસુલની ઉમ્મત સાથેની મોહબ્બત, જો આપણે આવી મોહબ્બતવાળા નબીથી મહોબ્બત ન કરીએ તો તે અફસોસ જ છે.

આજે આપણી દુનિયા પાછળની મહેનત રાહત અને આરામ માટે આંધળી દોટ સમાન છે. પરંતુ એ જાણવુ જરૂરી છે કે રાહત–રાહતના સમાન પર મૌકુફ નથી. રાહતનો ખરો દેવાવાળો તો અલ્લાહ છે. રાહત અલ્લાહના આપ્યા વગર ન મેળવી શકીશુ. ખરા માલિકથી બેપરવાહ થઈ ગયા કે દીનની આડમા ખરા માલિકને ભૂલીને રાહતના સમાન ખરીદવા પાછળ પડી ગયા અને રાહત દેવાવાળાને ભૂલી ગયા.
આ વસ્તુને કુર્આને રોકડો અઝાબ ગણાવ્યો.

**લવ કાનૂ યઅ્લમૂન**

કે દુનિયાની ફરાહમીમા હેરાન પરેશાન અને લાગેલા જ રહેવુ આ એક

નકદ અઝાબ છે. જે આખીરતના અઝાબ પહેલા ગાફિલ અને નાફરમાન માણસો પર અલ્લાહ તરફથી નાંખવામા આવે છે.

ખુલાસો એ કે દીનદાર બનવું હોય તો પોતાની જીંદગી ઈસ્લામી શરીઅત પર લાવી દો, પોતાની રહેણી–કરણી,પહેરવેશ,બોલચાલ વર્તણુક વગેરે સંપુર્ણપણે નબવી જીવન પ્રમાણે અપનાવીએ અને બીજા ધર્મોનાં કામોથી અલગ થઈ જઈએ. દાઢી રાખવી,કુર્તો,ઈજાર,પાટલુન,લુંગી ઘુંટીથી ઉપર રાખીએ. શૈતાને તો કહ્યું જ છે કે હું એમને તાલીમ આપીશ જેનાંથી અલ્લાહની બનાવેલી સુરતો બગાડી નાંખીશ.

બધાથી વધીને આ વખતમાં મુસલમાનોનું સંપથી(ઈત્તેફાક) રહેવું ઘણુ જરૂરી છે. અલ્લાહનું ફરમાન છે કે અલ્લાહ અને એનાં રસુલની ઈતાઅત કરો, આપસમાં લડાઈ ઝઘડા ન કરો, નહીતો ડરપોક (બાયલા) થઈ જશો. અને તમારી હવા ઉખડી જશે. આ હુકમમાં કુસંપની બુરાઈ છે અને અસલ વસ્તુ અલ્લાહ અને રસુલની ઈતાઅત એટલે દીનનું સંપૂર્ણપણે હોવું જરૂરી છે.

એક રિવાયતમાં અલ્લાહનાં રસુલ (સ.અ.વ.) ફરમાવે છે કે શું ? હું તમોને એવી વસ્તુ ન બતાઉ જે રોજહ,નમાઝ,સદકાનાં દરજાથી પણ અફઝલ છે. લોકોએ અર્ઝ કરી કે જરૂર બતાવો. આપ(સ.અ.વ.) એ ફરમાવ્યું કે તે આપસનાં સબંધોને સુધારવા છે. આપસનો બગાડ(દીનને) મુંડી દેનારી વસ્તુ છે.

યાદ રહે કે એકતા આવવી તથા સંપ બાકી રહેવાનું મુખ્ય કારણ એકબીજાનાં હક્કોનો ખ્યાલ રાખવો છે. એકબીજાનાં હક્કો અદા ન કરવાથી જ કુસંપ પેદા થાય છે. એમાં પણ સામાજિક ખ્યાલ તો દીનદારોથી પણ નથી થતો. વ્યવહારમાં પણ જયારે પોતાનું નુકશાન જુએ છે તો દીનદારીને એકબાજુ મુકી દે છે. આ તો જગજાહેર વાત છે કે દોઝખ હરામ ખ્વાહિશોથી ઘેરાયેલી છે અને જન્નત નાપસંદ વસ્તુઓથી ઘેરાયેલી છે.

ગુનોહ વસ્તુ જ એવી છે કે જો એમાં સજા ન પણ હોય તો આ વિચાર કરીને પણ બચવું જરૂરી છે કે એનાં કરવાથી અલ્લાહ તઆલા નારાજ થશે. જયારે કે દુનિયામાં કોઈ એહસાન કરવાવાળાને નારાજ કરવાની હિંમત થતી નથી. તો અલ્લાહનાં એહસાનો તો બંદાઓ સાથે અસંખ્ય છે. એને

નારાજ કરવાની હિંમત કેવી રીતે થઈ શકે. અને હવે તો સજાની પણ બીક છે. ભલે દુનિયામાં સજા મળી જાય અથવા ફકત આખિરતમાં દુનિયાની સજા જ એ છે કે તે માણસને દુનિયાથી મોહબ્બત અને આખિરતથી દૂરી થઈ જાય છે. એનાંથી દિલ મજબુત થાય છે અને દીન કમજોર થઈ જાય છે. જેથી વિચારે કે દુનિયાતો ખતમ થઈ જનારી છે. ખાસ કરીને પોતાની ઉંમર ઘણીજ જલ્દી પુરી થઈ જશે. અને ત્યાંના બનાવો સામે આવી જશે. કબરનો મામલો,કયામતનો હિસાબ–કિતાબ,જન્નતનો બદલો,દોઝખનો અઝાબ સામે આવી જશે. આ વિચારવાથી ગુનાહો તરફ ધ્યાન નહિં જાય જયારે ગુનાહો નહીં હોય તો આપણો મકસદ દીનદારી આવી જશે. જયારે દીનદારી પર મૌત આવશે તો આપણી અસલ મંજીલ જન્નતમાં પહોંચી જઈશું. (ઈન્શાઅલ્લાહ).

અબ્દુર્રહમાન મવલાના અલી પટેલ
ખાદિમ : જામિઅહ મસ્જિદ, ખાનપુરદેહ
તા. જંબુસર જિ. ભરૂચ (ગુજરાત)





# દીનદારી

## કોને કહેવાય ?


-: સંપાદક :-

(મવ.) અ.ર્રહમાન મવ. અલી પટેલ ખાનપુરી સા.

ખાદિમ : જામિઅ મસ્જિદ, ખાનપુરદેહ



-: પ્રકાશક :-

મુફતી અહમદ દેવલ્વી

જામિઅહ ઉલૂમુલ કુર્આન,જંબુસર

જિ. ભરૂચ, (ગુજરાત, ઈન્ડિયા) પીન : ૩૯૨૧૫૦

## આ કિતાબની છપાઈ માટે સહકાર આપનાર સખીદાતાઓ

| નંબર | નામ | આપેલ રકમ |
|---|---|---|
| ૧ | મોલ્વી યૂસુફ વલી આદમ ટેલર | ૧૦૦૦–૦૦ |
| ૨ | હાજી અ.રશીદ યાકૂબ સાલેહ | ૫૦૦–૦૦ |
| ૩ | હાજી અબ્બાસ મૂસા નગીન | ૫૦૦–૦૦ |
| ૪ | ખાલિદ માસ્તર પટેલ | ૫૦૦–૦૦ |
| ૫ | ઐયૂબ અહમદ વલી વૈદ | ૫૦૦–૦૦ |
| ૬ | સઈદ મૂસા મુહમ્મદ સાલેહ | ૫૦૦–૦૦ |
| ૭ | ગુલામ મૂસા મુહમ્મદ સાલેહ | ૫૦૦–૦૦ |
| ૮ | અબ્બાસ ઈબ્રાહીમ કોન્યા | ૫૦૦–૦૦ |
| ૯ | ઝુબેર વલી સુલેમાન ભુટો | ૪૦૦–૦૦ |
| ૧૦ | સઈદ અલી આદમ સાલેહ | ૨૦૦–૦૦ |
| ૧૧ | સાબિરા અહમદ મુન્શી | ૨૦૦–૦૦ |
| ૧૨ | બે મુસ્લિમ ભાઈઓ તરફથી | ૨૦૦–૦૦ |
| ૧૩ | ઝહીર ઈસ્માઈલ મારાજ | ૨૦૦–૦૦ |
| ૧૪ | સાદિક ઈબ્રાહીમ મુન્શી | ૨૦૦–૦૦ |
| ૧૫ | હાજી ઈસ્માઈલ કોન્ટ્રાકટર | ૫૦૦–૦૦ |
| ૧૬ | હાજી સુલેમ યૂસુફ કડૂજી | ૫૦૦–૦૦ |
| ૧૭ | સાજિદ અબ્દુલ ભૂરા શેઠ | ૩૦૦–૦૦ |
| ૧૮ | યૂનુસ અબ્દુલ્લાહ વૈદ | ૨૦૦–૦૦ |
| ૧૯ | ઝુબેદા વલી આદમ ટેલર | ૨૦૦–૦૦ |

**વાંચકવર્ગથી ઉપરકોત સખીદાતાઓ માટે દુઆ કરવા વિનંતી છે, અલ્લાહ તઆલા દરેકની નેક મુરાદોને પૂરી ફરમાવે. આમીન**